# આદર્શ સુંદરી

## ( શ્રાવિકા )

લેખક:

શ્રા. અંબી

પ્રકાશક:

શ્રી જૈન સસ્તું સાહિત્યપ્રચારક

કાર્યાલય-કલોલ.

# નોંધ

---

આ પુસ્તક રા. ભાઇ બંસીએ લખેલું છે. પુસ્તકનું હાર્દ સમજવા માટે લેખક ભાઇના થોડા વિવેચનની આવશ્યકતા હતી જ પરંતુ પુસ્તક છાપખાનામાં નાખ્યા બાદ સ્વતંત્રતાની આઝાદીની લડતમાં ભાઇ બંસીએ ઝંપલાવવાથી અમો વિવેચન કરાવી શકયા નથી. તે માટે અમો દિલગીર છીએ.

આ સંસ્થાનું ત્રીજું વર્ષ શરૂ થાય છે. આ વર્ષથી લવાજમ ઘટાડીને રૂ. ૨) રાખ્યું છે આશા છે કે વાંચનના રસિકો મેમ્બર થઇ આ સંસ્થાને આગળ ધપાવવામાં પોતાનો સુંદર સહકાર આપશે.

તા. ૩-૬-૧૯૩૦ } શ્રી જૈન સસ્તુંસાહિત્ય-
કલોલ } પ્રચારક કાર્યાલય

# આદર્શ સુંદરી

રસગંગાઓ જ્યાં ખળખળ વહે છે,
સૌંદર્યનાં ઝરણાં ઝરે છે,
પ્રેમની દીલખૂશ લહરો સ્ફૂરે છે,
પવિત્રતાનાં શીતળ વાયુઓ વાય છે,
આનંદનાં જ્યાં ફૂવારા ઉડે છે,
કળાનાં ચોમેરથી મેઘ વરસે છે;
મધુરતાનાં મોજાંઓ
જે જીવનસાગરે ઉછળે છે..............કહો!
કહો! એ રસસુંદરીના દર્શન કર્યાં છે?....

*  *

પ્રેમની પયગંબરીના
પ્રેમ–સંદેશ સૂણ્યાં છે ?
સ્નેહ સરોવરની રાજહંસીણી
કો’ સુંદરીનાં સ્નેહ–વિહાર જોયાં છે ?
સૌંદર્યની રસરાણીનું
પવિત્ર જીવન–પુષ્પ સુંઘ્યું છે ?
મોહથી ખદબદતી દુનિયા. ત્હેં
નિર્મળ પ્રેમનાં અમૃત પીધાં છે ?
પવિત્રતાની પરબવાળી
એ સુંદરીઓ જળ પાવા ઉભી છે.
સંસારને સુંદરતા પાવા જ
જગતમાં સુંદરીઓ જન્મી છે !

* *

સુંદરી એ સનાતન સંગીત છે.
દિવ્ય ગાનનાં શોખીનો જ
સુંદરીના હૃદય–સંગીત સાંભળી શકે છે.
પ્રભુતાના પ્રેમીઓજ માત્ર
સુંદરીનું મનોહર સંગીત સમજી શકે છે.

* *

ફૂલડાં વિનાનાં બગીચા ન હોય
ને સુંદરી વિનાના સંસાર સૂના છે.
હૈયાના હેતથી
સુંદરીઓજ જગતને હુલાવશે.
પુરૂષોનાં તૃષાતુર આત્માને
સુંદરીઓજ અંતરના મીઠાં, દિવ્ય સરબત પાશે.
સંસારની એ પારસમણી શી દેવીઓ
સ્પર્શે સ્પર્શે લોહના કંચન કરે,
રસઅંગુલીના સ્પર્શથી તે
જ્યોતિ જગવતી જીવનમાં.
સુંદરીઓ અમૃતજળ પાય છે,
અમૃત પીનારા ક્યાં છે ?
એની આત્મકળીઓ ખીલે છે,
સાચા રસપિપાસુઓ ક્યાં છે ?
સુંદરતાની વસંત શી,
મંગળ પ્રેમની મૂર્તિ સમી,
ચંદન સુવાસથી મ્હેંકતી
સુંદરીઓજ સંસારનું સ્વર્ગ છે.
થાકેલા પુરૂષોનો એ ઠંડો વિસામો છે:
સુક્કા હૈયાને સભર બનાવનારી એ

સ્નેહની મીઠી રસભરી વહેતી સરિતા છે.
વાહ, સુંદરી ! પવિત્રતા એ ત્હારૂં ભૂષણ હો !
તો નિર્મળ દૃષ્ટિ એ પુરૂષોનું આભૂષણ હો !

* *

પુણ્યનાં વ્હેણ જેવું આદર્શ સુંદરીનું જીવન
ઠ્યે છે....દે છે....પ્રેમીને પ્રેમી–હૈયું,
પીયે, પાએ, સ્નેહીને સ્નેહઝરણું:
આશાભરી, યૌવનભરી, જીવનભરી એ સુંદરી
જીવન તણી જ્યોતિ પ્રસારી જીવતી જે સુંદરી,
આત્મિય કળા વિસ્તારતી ને આપતી જે જગતને,
ગુણસુંદરી તે શ્રાવિકા : એ સુંદરી તે સુંદરી !

* *

જગતને જીતવા જે જન્મી છે
તે જ આદર્શ સુંદરી છે.
જગતને 'જીતવા'નો મંત્ર દેવા ઉતરી છે
તે જ આદર્શ શ્રાવિકા છે.

* *

શુભ ભાવ અને શુભ સુંદરતા
ઊભરાઈ રહે જ્યાં નિર્મળતા,
ગુણવંતી બની ગુણ–જ્ઞાન પીએ,
જયશાળી બની જગમાં વિચરે !
પ્રારબ્ધ ઘડે માનવ જગનાં,
ડૂબતાં જનને જે તારે છે;
એ સુંદરીનાં અપમાન કરી
'નગુણાં' બનશો ના ! 'શાસ્ત્રીઓ' !

* *

સંસારનાં ખારા સમુદ્રે
સુંદરીઓ જ મીઠી સાકર–વીરડી છે.
સુંદરીનાં શીલ તેજે જ
જગત આખું ઝળહળે છે.
સંસાર બગીચાનું ગુલાબ તે સુંદરી છે,
જગત–જ્વાળા વચ્ચે હિમાલય એ સુંદરી છે.
સુંદરીનાં સુંદર હૃદયને ઘડતાં
કુદરતનું હૃદય પણ ચકોચક
સૌંદર્યથી છલકાઈ ગયું હશે !

સુધાનું સરોવર તે સુંદરી છે,
અને 'આદર્શ સુંદરી' તે જ સાચી શ્રાવિકા
સુંદરી વગરની સૃષ્ટિ અધુરી છે.
આદર્શ શ્રાવિકા વિનાનો સંસાર નમાલો છે.
પ્રેમામૃતની તૃષા લાગે ત્યારે,........
પવિત્રતાના પાન કરવાની ઇચ્છા જાગે ત્યારે
ઓ જગતના લોકો !
જજો સુંદરીનાં સુંદર હૃદયમાં !
વસજો શ્રાવિકાનાં નિર્મલ અંતઃકરણમાં :
ત્યાં પ્રેમની પરબો મંડાણી છે,
પવિત્રતાનાં ઉંડાં પાતાળ-કુવાઓ છે,
રસના મીઠાં અખૂટ ઝરણાંઓ ઝરે છે,
મધુરતાની શીતળ ગંગાઓ વહે છે.
અને ! અય પિપાસુઓ ! નિર્મળ દ્રષ્ટાઓ !
તમને સુંદરી સંઘનો સંદેશ છે! સાંભળો !
"આ સુંદરીના અંતરમાં ગુલાબજળ ભર્યાં છે,
પણ ગુલાબી થઈનેજ ગુલાબજળ પીવાય છે.
સ્ત્રીનાં શીલની જેને કિંમત હોય
એજ સ્ત્રીના હૃદયને સ્પર્શી શકે છે.
'સ્ત્રીત્વ' પ્રત્યે જેને સંપૂર્ણ માન હોય

એજ ' સ્ત્રીત્વ 'ની મધુરતા પી શકે છે.
' સ્ત્રી 'નું સ્થાન જેના હૃદયમાં હોય
એજ ' સ્ત્રી 'ના આત્માને પામી શકે છે.
સુંદરીના નિઃસ્વાર્થ પ્રેમની જ્યાં કદર હોય
ત્યાંજ તેની ખુશબો 'સમજી' શકાય છે;
સાંભળો છો ? જગતના માનવીઓ ?
જાણો છો ?
જે માતાના ઉદરમાંથી આવ્યા છો
એ માતૃજાતિની સુંદરીઓનો આ સંદેશ !

* *

કાશ્મીરની હરીયાળી કુંજોય એ
સુંદરીનાં શીલભર્યા સૌંદર્યથી લજવાય છે.
આકાશની ઝબકતી વિજળીઓ પણ
સુંદરીનાં ચેતન–ચમકારથી શરમાય છે.
પૃથ્વીને ધણધણાવી નાંખનારા
વીરોને રમાડનારી એજ માતા છે.
દુનિયાને ડોલાવનારી એજ મહાન શક્તિ છે.
વિશ્વ અને વિશ્વની પારનાં
સર્વોત્તમ ઉચ્ચ પદાર્થોનું ય સત્વ
'મોક્ષ'ને **મુક્તિ ' સુંદરી '**નાં નામથી શણગારી

પ્રગટ કે અપ્રગટ સ્વીકારાય છે કે
આરંભ અને અંત, સુંદરીમાંથી
અને સુંદરીમાં જ છે.
વાહ, સુંદરી ! ધન્ય હો ! ધન્ય હો !

* *

સંસાર ! સાંભળજે કાન હોય તો :
પંડિતો ને શાસ્ત્રીઓ !
સાન હોય તો સાંભળજો !
સ્ત્રીનું જીવન અદ્દ્ભૂત છે.
સુંદરીનું હૃદય જગતમાં અજોડ છે.
ચેતનને સમજવાની તાકાદ જડમાં ન હોય.
પ્રભુને પારખવાની શક્તિ પત્થરમાં ન હોય.
તેથી ન સ્હમજાય-ન પરખાય
તેમાં ચેતન-પ્રભુનો ઓછોજ દોષ છે !
સુંદરીઓની મહત્તાને ન સ્હમજાય તો
સુંદરીનો તેમાં દોષ ઓછોજ છે ને !

* *

સંસ્કૃતિનું સુંદર મંદિર તે 'સુંદરી' છે,
પવિત્રતાનું નિર્મળ ઝરણું તે શ્રાવિકા છે;

શરદના ચંદ્ર સમી મનોહર ને વિશાળ
ઠંડા તેજભરી સુંદરી તે જ સુંદરી છે.
ચેતનની સાડીઓ પહેરી
સંસારમાં ચેતનમૂર્તિઓ ઘડનારી,
સદાય ખીલતા ફૂલ જેવી
ઉગતી ઉષા સમી
મધુર સ્વપ્નની દેવી શી
સંસારને સાથે જ સ્વર્ગનું નંદનવન બનાવે છે
તેજ આદર્શ સુંદરી ! સાચી શ્રાવિકા છે.

* *

સુંદરી એટલે સૃષ્ટિની અજેય શક્તિ
સર્વ કાંઈને જીતવા સરજાયલી;
'જયવંત' પુરૂષની સાચી સહચારિણી
ને પ્રેરણાનાં પિયુષ પાનારી જ સુંદરી છે.
પ્રેમનો પ્રભુતાભર્યો નાદજ સુંદરીને જીતી શકે,
સ્નેહને સતત શોધનારોજ શ્રાવિકાને પામી શકે;
સ્નેહજીવન, શીલજીવન, એજ છે સુંદરીજીવન.
નિર્મળ પ્રેમ ને પવિત્રતા
એજ આદર્શ સુંદરીનો હોય જીવનમંત્ર !

* *

સચ્ચિદાનંદના સાગરનું હોલકું બની
સ્વર્ગલોકમાંથી અંતરમાં રસનાં–
અમૃતનાં કુંપાઓ ભરી ભરી
પવિત્રતાની પતાકા ફરકાવતાં ફરકાવતાં
પૃથ્વીના આરે ઉતરી અમીરસની રેલ રેલાવનારી
એજ આદર્શ સુંદરી, સાચી શ્રાવિકા છે.

*    *

શુભદર્શી જેનું જીવન છે તે શ્રાવિકા,
અને શુભનુંજ શ્રવણ કરે છે તે શ્રાવિકા;
શ્રેષ્ઠ તત્વો સાંભળવા કાન ધરે તે શ્રાવિકા,
પ્રતિપળે અંતરમાં નવનવા
સંસ્કારનાં વહેળાં વાળે છે તે આદર્શ શ્રાવિકા;
તેજ આદર્શ સુંદરી છે.

*    *

સાચી સુંદરીને સંસારનું બંધન ન હોય !
એનાં પ્રેમતંતુઓ જ બાંધે સંસારને.
બંધનો તેનાં મુક્તવિહારી સૌંદર્યને ન હોય,
વરી હોય સ્વભાવથીજ સ્વતંત્રતા સુંદરીને.
સૂર્યનાં પ્રકાશ વગર
ગુલાબની ‘ લાલી ’ ખીલે નહિ.

તેમજ સ્ત્રીની મુક્તિ વગર
પુરૂષની બેડીઓ તૂટે નહિ !

* *

**સું**દરી એ નિર્દોષ પ્રેમની જોગણ છે.
જગતમાં સાચી સંસાર-યોગીની છે.
શીલ ને સ્નેહ એજ
એનાં યોગનો 'પ્રણવ' મંત્ર છે.

* *

**જ્યાં** જ્યાં આદર્શ શ્રાવિકાનાં વાસ
ત્યાં ત્યાં પ્રસરતી હોય પુણ્યની સુવાસ !

* *

**ચ**તુરી સુંદરીઓ વિનાનો સંસાર સૂનો છે.
સદ્‌ગુણી શ્રાવિકા વિહીન સંસારજળ ખારાં છે.
સુંદરીઓજ સંસારની અમૃતવેલ છે.
એ માતાઓ જ સૃષ્ટિના ભાગ્ય લખનારી
સાચી વિધાત્રીઓ છે.

* *

**આ**દર્શ સુંદરી:-
સંસારનું સુંદર 'શાસ્ત્ર' છે:

પ્રેમની એ જ પરમ ગીતા છેઃ
એનાં પ્રથમ દર્શને અમૃતની તૃષા જાગે,
ઉરમાં ને અંગમાં વસંતની પ્રફુલ્લતા ઉતરે,
હૃદયમાં અજબ સંગીતની લ્હેરો ઉઠે,
ને વિજળીઓ ચમકે અંતરના આકાશમાં :
એ સુંદરીનાં સૌમ્ય ચહેરાપર
બેઠી હોય સરસ્વતીની શાંત પ્રભા.
ચક્ષુને ઠારે તેવી
વસી હોય કુદરતની અનુપમ કોમલતા,
નિર્દોષ આનંદ, રમણિય છટા ને
ગુલાબી કાન્તિની મધુર ચમક હોય.
સરળતા, દક્ષતા ને સાદાઈનાં
જ્વલંત ચિત્રો ત્યાં સદાય રમતાં ફરે.
પ્રતાપ ને શીતળતાનો સંગમ હોય.
રસશુદ્ધ હસતું મીઠું નિર્દોષ 'સ્રીત્વ' ત્યાં લ્હેરે;
સુકુમાર ગુલની આછી લાલી તરવરે,
' ચાતુરાઇ 'નાં ચમ્મર ચહેરાં પર ઢોળાતાં હોય
ને માધુર્યનાં મહાસાગરો જીવનમાં ગાજતાં હોય.
વાત્સલ્યની અમીવૃષ્ટિ આંખમાંથી થતી દેખાય,
ને પ્રેમનાં શાસ્રો જ એ ચહેરા પરથી રચાય:

પ્રીતસુક્ષ્મોને ય જોતાં આનંદ થાય એવી
નિર્મળ દૃષ્ટિના ઓછાયા
તેનાં મૂખડાં પર પડયાં હોય !

* *

**આ**દર્શ શ્રાવિકાનાં વદન પર રસ ને
રસિકતાનાં ઓજસ્ ને હિન્ડોલ હોય,
પવિત્ર પ્રેરણા ને પાવિત્ર્યની મંડાણી હોય પરબો.
આત્માની પ્રસન્નતાના પડછાયા હોય,
ને ફરફરે છે જ્યાંથી સ્મિતની સુંદર રેખાઓ:
શીલ ને આત્મ–સૌંદર્યના ફૂવારા ઉડે છે,
અને સંયમ ને કળાનાં કિરણો ફૂટે છે:
સાત્વિકતા ને સ્વમાનપ્રિયતાનાં
ઉજળાં પાણી ઉછાળા ત્યાં લ્યે છે,
અદ્ભૂત રમણિય ભાવનાના વાયરાઓ
તેની આસપાસ સદાય વાય છે.
તંદુરસ્ત દેહની ને નિર્મલ આત્માના
લાલ રૂધિરની લાલી તરવરે છે.
ચારિત્રની સુવાસ ચોમેર પ્રસરતી હોય
ને ફૂલ શા સ્વભાવની ફોરમ સુંદરીના
જીવનમાંથી આપોઆપ છૂટતી હોય !

* *

ઝરે છે ઝરણાં ત્યાંથી શાંતિના, ચૈતન્યના,
સૌરભભર્યા બગીચા ખીલ્યાં છે શીલનાં,સૌજન્યના;
જળલહરીઓ શું નાચતું આનંદમાં એ મુખડું,
પુષ્પથી ય હળવા જીવનના
પરિમળ બધે પ્રસરાવતું.
એ સુંદરીનાં વદને ઉત્સાહ ને આલ્હાદ હોય,
વીરાંગનાના ઝગમગતા તેજ હોય,
અમૃતની ઝરમર સદાય ત્યાં વરસે છે.
ને લજ્જાની આછી લાલ પગલીઓ ત્યાં પડી છે.
વિનય, પ્રભાવ ને વિનોદનાં સાગર ઉછળે છે.
સ્ત્રીત્વનું ગૌરવ ને સ્વતંત્રતાની સુરખી છવાઇ છે.
આત્માનાં ઓજસ્ ચોમેર નીતરે છે.
શ્રદ્ધા ને આદર્શથી ભરેલા
ઉલ્લાસ ને અભિલાષો તેનામાં ઉભરાય છે.
આદર્શ સુંદરીનો સારો ય ચહેરો
ગુલાબી થનથનાટથી ઉછળે છે.
'અશક્યતા'ને પાટુ મારી જીવનમાંથી
ફેંકી દેવાની જ્વલંત મહત્વાકાંક્ષા દેખાય છે:
તેથી જ પ્રબળ આશાઓ ને ભવ્ય ભાવનાઓ
પાથરે છે તેનાં વદન પર અમૃત અજવાળાં !

યૌવનની ઉષ્મા ને અનેરા અભિલાષથી
રંગાયું હોય તેનું વદન કમળ !
રસ તેજનાં અંબારથી આંજી દે બધાની આંખો,
ને ચહેરામાં વસ્યું હોય,
ઉછળતું હોય, ગાજતું હોય ત્યાં....
સુંદરીનું દુર્જેય સ્રીત્વ ! અપરાજિત આત્મ સૌંદર્ય !

*   *

સાચી સુંદરીનાં નિર્મળ ચહેરાં પર
સુંદર સંસ્કારોની ઉંડી છાપ પડી હોય !
શુભ્ર રતાશી ચહેરા પર ભલમનસાઈ
ને ભોળી ઉદારતાની છાયા ઉતરી હોય !
અને છાયા પાછળ
ચાણાક્ય બુધ્ધિનાં–વેધક બુધ્ધિનાં ચમકારા થાય !

*   *

આદર્શ સુંદરીનું કોમળ દર્શન
મનુષ્યોનાં મહાશોકને વિદારે છે.
આત્માને અમૃતનું પીણું પાય છે,
અને શોકની શીલાઓ હૃદય પરથી દૂર કરી

અશ્રુનાં ખાબોચીયાં સૂકવી નાંખે છે.
આનંદની—શુદ્ધ આનંદની
સાત્વિક ને દિવ્ય આનંદની લહરીઓ છૂટે છે,
ભવ્યતાનાં આરે દર્શકને બેસાડે છે,
પવિત્રતાનાં રંગથી એના હૃદયને રંગે છે.
વિવેકદ્રષ્ટિ ને પુણ્યની ભરતીઓ ચડાવે છે.
ને અંતરમાં અજવાળાં, અજવાળાં પાથરે છે.
એ સુંદરી જ--શ્રાવિકા
સંસાર આશ્રમ-ગૃહસ્થાશ્રમની આચાર્યા હેવી છે:

* *

**એ**ના ચહેરા પર
ખીલી હોય જાણે મધુરી પ્રભાત, ને
કુદરતનાં કોમળ રંગોની પથરાયલી હોય શોભા.
અંતરનાં રંગોને તે ચહેરા પર ખેંચતો હોય,
ને કુદરતની સ્વાભાવિકતાનાં સુત્રો
ત્યાં રચાતાં હોય.

* *

**ર**સબિન્દુ શા થોડાં મીઠાં શબ્દો
સાચી સુંદરીના સૂણવા એ ભાગ્યની નિશાની છે!

* *

આદર્શ શ્રાવિકાનાં નયનોમાં
વિજળીની ચમક હોય,
'કામીઓ'ને ભસ્મ કરવાની ભરી હોય ઉષ્મા !
પ્રેમી માટે મૃદુતા ને શીતળતાનાં
 જળ ભર્યાં હોય,
ને સુકોમળ ચિત્રો ઉભરાતાં હોય'સ્ત્રીભાવ'ના !
અમીરસનાં અંજન કર્યાં હોય એવાં કે
જેનાં પર દ્રષ્ટિ પડે તેને 'બનાવી દે અમૃત'.
પ્રેમ ભર્યો રંગ આંખમાંથી ટપકે,
શ્રદ્ધા ભર્યો સ્નેહ એનાં નયનેથી નીતરે,
જ્યાં જ્યાં નજર પડે ત્યાં 'અસુંદર' ને
 સુંદર બનાવે,
રસ ને ચૈતન્યથી ભીંજવી દે એ આંખડી.
એનાં લોચનનાં અણુંએ અણુંમાં
ચડતી હોય પ્રાણુની ભરતી !
ત્યાં સંતોષ ને શાંતિનું સામ્રાજ્ય હોય !
સરળતા ને વિશાળતાનો ઇતિહાસ હોય:
એ લોચનમાંથી વરસે સદાય અમૃતનાં ઠંડા
 વરસાદ,
ને વ્યક્તિત્વની વિજળી કરે ત્યાંથી ચમકાર !

એના ગૌરવવંતા નયનો પાછળ અનેક
 ગૌરવ ભર્યાં હોય,
નિડરતા કે નિર્ભયતાના 'કરાર' ત્યાંથી
 વંચાય:
આંખની કલ્યાણ–રેખાઓ આશીર્વાદ
 આપતી હોય !

અને આંગળીએ આંગળીએ જગતને નચાવવાની
શક્તિનાં ત્યાંથી સંભળાતા હોય સુસવાટા !
જલતી હોય આંખમાં રસની અખંડ જ્યોત,
ને થાકયા પાકયાનાં નિરંતર હોય ત્યાં વિસામા:

* *

**આ**દર્શ સુંદરીનાં પવિત્ર અંગે અંગમાંથી
આત્મસૌંદર્યનાં ફૂવારા ફૂટે છે.
અંગે અંગમાંથી શીતળતાનાં પડકાર થાય.
હૈયું હેતનાં હિલોળાં લ્યે,
ને દ્રષ્ટિ નિર્મળતાનાં પાઠ પઢાવે.
રોમેરોમમાંથી રસની સેરો છૂટે,
રગેરગમાંથી ભાવનાનાં ધોધ વરસે,

હૃદયચક્ષુ ત્રિલોકમાં મીંટ માંડે,
ને પ્રકાશવંતી થઈ સૌનાં પર પ્રકાશ પાથરે.
તે હોય આદર્શ સુંદરી કહો કે શ્રાવિકા:

* *

સંસારી જીવનનું માધુર્ય તે સુંદરી છે:

* *

આદર્શ સુંદરીનો હસમુખો–ખીલતો ચહેરો
ને કુમળા ભાવોથી ભરેલું સુંદર મોં,
વિશાળ, મોહક ને તેજની ધાર શી આંખો,
પવિત્રતાની પ્રતિમા સમું એનું જીવન, ને
આંખોની પાંપણ પર ઝુલતી સ્ત્રી–સુલભ લજ્જા
જોનારને મધુરી તૃપ્તિથી ભરી દે છે !
હેત ભર્યાં ત્હેનાં તેજસ્વી ચક્ષુઓ
દિવ્ય પ્રેમનાં સંગીત સુણાવે છે.
ઇરાન ને કાશ્મીરની સુંદરતાના
સોહાગ એનાં જીવન પરથી જાણે ઉડે છે:
એ સોહાગને સાચવવાની
કળા ય સુંદરીને વરી હોય !
અહો !, સુંદરતાથી એ મઘમઘતી હોય !

જ્યારે જુઓ ત્યારે સુંદરી હસીને બોલે,
મીઠા સ્વભાવ માટે સૌ કોઇને માન જાગે !
એવા એનાં મુખ–મધુરની મીઠાશ અજબ હોય,
'માધુર્ય' ભર્યા ટહુકા કરી બનાવે સૌને મધુર !
મનુષ્યોના માનસ પ્રદેશે એ સદાય
પવિત્રતાની ' આલબેલો ' પોકારે છે.
યૌવનનાં ફૂવારા સમી એ સુંદરીઓ
સૌમાં ચેતનજળ છલકાવે છે ! !

* *

**શ્રા**વિકા એ સૌંદર્ય ને શીલનું પરમ કાવ્ય છે.
પવિત્રતા ત્હેની જળવાય
તો પવિત્રતાનું એ મનોહર ધામ છે:

* *

**અ**મૃત સરોવર શા
આદર્શ સુંદરીનાં મસ્ત શરીરમાં
કમળ સમું કોમળ ને વિશાળ હૈયું છે.
રસ યૌવનનાં અજબ ચમકાર છે.
ભાલ પ્રદેશે 'જય' ની જ્યોતિ ઝગમગે છે.
ને કીકીમાં ખીલ્યાં હોય 'પ્રેમ', રસિકતાનાંબાગ!

એનાં બોલે બોલમાં પ્રેમનાં પડઘાં પડે છે,
વાણીની મીઠાશે વજ્રનાંય પાણી કરે છે.
અને પ્રતાપી સૌંદર્ય—
અખંડ સૌંદર્યની રોશની
તેના જીવન પર પથરાઈ જઇ
બનાવે છે જગતનેય અનંત સૌંદર્યવંતું.

* *

સુંદરીનું સૌંદર્ય એ ઈશ્વરી થાપણ છે,
જાહેર પ્રદર્શનની ચીજ નથી.
સુંદરીનું સૌંદર્ય એ કુદરતની બક્ષીસ છે.
તેથી સૌંદર્ય કોઈથી વેચાય નહીં.
કિન્તુ, કો એક પ્રેમીને ભેટ દેવાય !
દેહનાં સૌંદર્ય તો ઉગીને આથમે,
આત્માનાં સૌંદર્ય સુંદરી જાળવી રાખે:

* *

શીલ હોય ત્યાંજ વસે છે સાચું સૌંદર્ય
ને સંયમ હોય ત્યાં જ ખીલે છે શીલ !
તેથી સંયમ સાધી, શીલ પાળી
આત્મસૌંદર્યને જાળવવું એ હોય શ્રાવિકાનો
પહેલો ધર્મ !

આદર્શ સુંદરી—શ્રાવિકાની

સફેદ ચામડી જ હોય નહિં માત્ર સુંદરતા,
પણ સુઘડતા ને ચતુરાઈ એ છે સુંદરતા,
વિવેક ને વિનય, તે જ છે સુંદરતા
પ્રેમ ને પ્રભુતા, એ છે સુંદરીની સુંદરતા.
મન, વચન ને કાયાનું લાલિત્ય જાળવવું
એ છે સુંદરીની સાચી સુંદરતા:
સંસારનાં દુઃખ, નિરાશા ને અસંતોષનાં ભડકાંને
ઓલાવનારી પરમ શક્તિ હોય તે સુંદરતા.
તેથી જ્યાં જ્યાં સાચું યૌવન ને
યૌવનને જાળવી નિત્ય જોબન જીવાય,
નિત્ય જોબન જીવી નિત્ય—આત્મવિકાસ
સધાય,
તેજ છે સુંદરીનું સાચું સૌંદર્ય !

* *

જેની દેહલતા પર પવિત્રતાનાં પલટા હોય;
અવાજમાં સૃષ્ટિની સર્વે સત્તાનું
ગુમાન ગાળી નાંખવાનું સામર્થ્ય હોય,
ને આત્માનું નૂર ને માનસિક સંપત્તિનો
યોગ હોય:

જે યોગ દ્વારા ધર્મનો જીવંત પ્રવાહ
જગત પર વહ્યાજ કરે !

અને સંસ્કારોનો સંગ્રહ કરી કરી
આત્મવૈભવથી ને ગૌરવથી જીવન જીવવાની
જેનામાં સંપૂર્ણ તાલાવેલી જાગૃત હોય ,
તેજ સાચી સૌંદર્યવંતી સુંદરી છે.

* *

જેનું પાણીદાર મોતી જેવું આકર્ષક
અને નિર્દોષ–સુંદર જીવન
જીવવાનો ઘણાને મોહ લાગે તે જ
એ સુંદરીનું સૌંદર્ય પવિત્રતાનાં દર્શન કરાવી
પવિત્રતાના પંથે પ્રેરે.
વિકારને બદલે વાત્સલ્ય તરફ ખેંચે.
માધુર્ય ને 'સ્ત્રીત્વ' પ્રતિ ભક્તિ જગાવે,
અને અંતરમાં પોઢેલા દિવ્ય સંસ્કારને
ચેતના આપી દોડાવે તેજ શ્રાવિકાનું સાચું
સૌંદર્ય ! એજ સુંદરીનું સૌંદર્ય !

* *

સરળતા એજ સુંદરીની સાચી સુંદરતા!

*     *

આદર્શ શ્રાવિકાનાં સૌંદર્યમાં તંદુરસ્તીની
તાજગી હોય.
મહેલની 'શેઠાણી સાબ'ની ફિક્કાશ નહિ,
પણ શીલનું નિર્મળ તેજ ઝળહળે.
'આદર્શજીવન'નું ઓજસ ટપકે.
નમ્રતાનું છુપું સંગીત તેમાંથી સ્ફુરે.
સહૃદય સ્ત્રીભાવનાં પડછાયા પડે,
વિજળીના જેવો વેગ, સામર્થ્ય
ને વેધકશક્તિની ત્યાંથી આછી ઝાંખી થાય,
અને દુનિયાનાં દાઝેલાંઓની
શીળી છાંયડી બની શીતળતા જે બક્ષે:
તે જ સુંદરીનું સાચું સૌંદર્ય!
આદર્શ સુંદરીનું સાચું સૌંદર્ય તો
શુષ્ક આત્માને રસઅંજલી છાંટી સજીવન કરે.
મીઠાં સૂરની 'બાંસુરી' બજાવી
સારાય વિશ્વને સ્નેહથી રસબસ કરે!

*     *

વિકાર તે રસ, સૌંદર્ય ને કળા નથી,
પરંતુ ' આત્મવિકાસ ' કરતાં કરતાં
હૃદયમાં ઉચ્ચ ભાવના પડઘાંઓ પાડે,
તે છે રસ, કળા અને સૌંદર્ય !

* *

સંયમનાં પૂજન ત્યાં હોય સૌંદર્યનો વિકાસ.
નિર્મળ પ્રેમનાં વહેણુ ત્યાં છે સૌંદર્યનાં વિકાસ.
ઉચ્ચ ભાવનામાં રમણ તે છે સાચા સૌંદર્યનો
વિહાર.
'ઉર્ધ્વગમન ' નાં અખતરાઓ થાય
તેજ કહેવાય સૌંદર્ય સાચો વિહાર !

* *

સાક્ષાત્ ચેતન જયોત તે છે સુંદરીની સુંદરતા.
વિમળતાનાં આરાધન એ છે સુંદરીની સુંદરતા.
સમ્યક્‌જ્ઞાનનાં પૂજન એ છે શ્રાવિકાનો ધર્મ.
ને સદ્‌વિચારોમાં ખેલન તે છે
શ્રાવિકાનો જીવન પ્રવાહ.

* *

સૌંદયની નિર્દોષ કળાઓ ખીલવે તે સુંદરી.
રસ, લાવણ્ય ને યૌવનનો આલ્હાદ પ્રેરે સુંદરી,
પુણ્ય મંત્રાક્ષર તણી લીપી લખેલી હોય ત્યાં,
ને ચન્દ્રની ઠંડી સુધા સીંચાયલી ત્યાં હોય છે.

* *

સૌંદર્ય એટલે પવિત્ર પ્રેમની રોશની,
એ રોશની એ જ સાચું સૌંદર્ય છે.
જેનામાં એવું પ્રેમનું સૌંદર્ય ભર્યું તે સુંદરી છે.

* *

પવિત્રતા વગર પ્રેમ સંભવે નહિં
તેથી જ્યાં જ્યાં પ્રેમ ત્યાં ત્યાં હોય પવિત્રતાઃ
એ પ્રેમ કે પવિત્રતાનો ઉભરાટ
એ હોય શ્રાવિકાનું સાચું સૌંદર્ય.

* *

સુંદરીનાં સ્થૂલ સૌંદર્ય પાછળ
ખીલેલો હોય સૂક્ષ્મ સૌંદર્યનો મધુર બાગ.
જ્યાં ઉન્નત ભાવનાં કિરણો વરસતા હોય.

એ સૌંદર્યનું દર્શન મનુષ્યનાં 'તમસ્'ને દૂર કરે
ને ચોમેર જ્યોતિનો માંડવો રોપે છે.
નિરાશા ડૂબે છે. અશ્રદ્ધા આથમી જાય,
ને આશાના બગીચામાં લઈ જઈ
'નવજીવન'નો સંચાર કરાવે તે છે સાચું સૌંદર્ય!

* *

સુંદરીનાં નિર્મળ સૌંદર્ય પર પ્રભુતાની
મ્હોર હોય, ને
બાહ્ય રૂપ જેવું તેનું ઉર હોય.
ને ઉર જેવું અંદરનું નૂર હોય.
એ નૂરમાં સ્નાન કરી સૌથી પવિત્ર બનાય
એ સૌંદર્યની રાણી તે શ્રાવિકા!

* *

સડતા સંસારને એ સુધારે,
ને ચંદન-નિર્મળી છાંટી સુવાસિત કરે.
હસતે વદન 'આદર્શો'નું આતિથ્ય આચરે,
ને જીવનને યશ-કળાથી દિપાવે
તે સાચું સૌંદર્ય!

* *

સુંદરીનાં આત્મસૌંદર્યને પી પીઈને
ન છીપે કોઈની આંતરતૃષા.
ગુણ-ગૌરવી સુંદરીનાં દર્શને દર્શને સહેદ
 થવાય
તે રસભરી પારસપ્રતિમા તેજ સાચી સુંદરી.

* *

પોતાની સૌંદર્ય ભાવનામાં

આધ્યાત્મિકબળનું મિશ્રણ કરી
'શ્રાવિકા' સૌંદર્યને પ્રતિપળે દિવ્ય બનાવે.
સંયમથી શીળને શોભાવે.
 ને શીલથી યૌવનને દીપાવે.
પછી તેનું રંગીલું યૌવન ને સૌંદય રચે
 સંસારનું સ્વર્ગ.
વાસનાની ગટરો નહિં, પરંતુ જગતમાં
પ્રેમની-પાવિત્ર્યની પ્રભુતાની ગંગાઓ રેલાવે !
એજ આદર્શ શ્રાવિકા કહો કે:
 આદર્શ સુંદરીની એજ હોય જીવન કળા !

આદર્શ શ્રાવિકાનું જીવન જ સૌંદર્ય છેઃ
અંદરથી ને બહારથી સુંદર થયા કરવું,
ને સૃષ્ટિને સુંદર કર્યા કરવી
એજ ત્હેનો જન્મસિદ્ધ હક્ક છે.
એજ સુંદરીનાં સૌંદર્યનું સાચું તેજ છે.

* *

હેવી સૌંદર્યને સમજવાની—સજવાની,
મ્હાણવાની ને પચાવવાની
જેનામાં કૌશલ્યતા તે જ આદર્શ સુંદરી છેઃ

* *

જે પવિત્ર સૌંદર્યના દર્શને
અંગેઅંગમાં આનંદનાં દિવડાં પ્રગટે,
વિકારને બદલે આદર્શોના ઉછાળા આવે.
મોહના ઘેનમાં ન નાંખે, પણ
રસની સરિતામાં ઝબોળી રસમય બનાવે !
ચહેરાંની સુંદરતા પરથીજ
સ્વર્ગના સુખની ઝાંખી કરાવે.

પણ તે પવિત્ર દ્રષ્ટિથી જોયું હોય તોજ.
દિવ્ય ભાવનાથી સૌંદર્યને નીરખ્યું હોય
તોજ જોનાર પાવન બને છે.

* *

પવિત્ર દૃષ્ટિથી જોનારને
આદર્શ સુંદરી—શ્રાવિકા પાવન કરેઃ
ત્હેનું સૌંદર્યજ પવિત્રતાની દ્રષ્ટિ આપે,
એનું 'સ્ત્રીત્વ' જ ઉજ્વલ માર્ગે પ્રેરે !

* *

શ્રાવિકાનું સૌંદર્ય એ પવિત્રતાનું ઝરણું છે.
ઉન્નત ભાવપ્રેરક રૂપાળી ભદ્રભૂમિ છે.
ક્ષમા ને સૌજન્યનું એ પ્રતિબીંબ છે.
તેજ ને સ્વાતંત્ર્યનું મૂર્તસ્વરૂપ છે.

* *

ગુણવંતા થઈ જીવનને પવિત્ર બનાવવું
એ એનાં સૌંદર્યનું પ્રથમ સુત્ર છે.
ને શીયળવંતી પ્રતાપી સુંદરી બનવું
એ એનાં સૌંદર્યનું સાચું 'ધ્યેય' છે.

* *

એ આદર્શ સુંદરી:
જગતની એક કલ્યાણુ વેલ છે:
દેશ કે સમાજનાં ઉદય દ્વાર ઉઘાડનારી
એ ઉજ્જવલ ઉષા છે.

* *

આદર્શ સુંદરી–શ્રાવિકા સંસારમાં
એકલી રહેવા અવતરી નથી.
તેથી અંતરની હેલમાં ઉભરાતા અમીને
પીનારૂં પાત્ર એ શોધે છે.
પોતાના ચેતનભર્યા ઉર સાગરે
પ્રેમની જે લહેરીઓ ઉઠે છે
એ લહરોને જીલનારૂં કો સુપાત્ર તે શોધે છે.
શુદ્ધ ને નિર્મળ 'એકોપાસના' કરતી
સ્નેહની ભાવનાઓ ત્હેનામાં જાગે છે ત્યારે
સામેથી ' એકનીજ ઉપાસના 'નો પડઘો પાડતી
સ્નેહ–વ્યક્તિને એ શોધે છે–જંખે છે.
પ્રેમ—પ્રેમ—ને પ્રેમ
જે 'એક' ને જ પ્રેમ આપી શકે,

એવા ખાનદાન રૂધીરવાળા પ્રેમીને ખોળે છે.
એક બીજામાં ગુંથાઇને એક અખંડ 'જીવન'રચે
એવા ' જીવનધારી 'ને માટે ઝંખે છે.
એક બીજામાં અલોપ થઈને
સૃષ્ટિમાં સ્વર્ગ ઉતારવા પ્રેમીને પડકારે છે.
આત્માની મીઠી પ્યાસ બુજાવી શકે તેવા
મધુર 'આત્મા'ને પી જવા તલશે છે.
આદર્શ સુંદરી–શ્રાવિકા પોતાના જેવા
સૌંદર્યભર્યા હૃદયને જ વરવા ચાહે છે !

* *

**સો**ળ વર્ષે એનું જોબન છલકાયું હોય
ને સહચારિની શોધમાં ફરતું હોય.
ત્યારે પ્રેમનાં પ્રતિઘોષ પાડનારા
સાચા આત્મપ્રેમીને બોલાવતું હોય છે:

* *

પડઘાં ન પાડે પ્રેમનાં
તે પ્રેમી નહિ પણ ' કામી ' છે, તેથી
' દેહ પ્રેમી ' રાક્ષસોથી સુંદરી તો દૂર હોય !

* *

સોળ વર્ષનાં જીવનતીરે ઉભતાં
યૌવનનાં ફડફડાટથી તે ફડફડતી હોય,
યૌવન-તોફાનથી તેના રૂંવાડા નાચતા હોય,
મસ્તીમાં એનું દિલ ડોલતું હોય,
ત્યારે સુંદરીએ સહચાર ચાહ્યો હોય !
પ્રેમનાં મોજાંઓ પર વિહરી શકે,
પવિત્ર પ્રેમનાં મોજાંઓ (Vibrations)
જે પી શકે,
અને પ્રેમી કાજે-સુંદરી કાજે
મહાસાગરનાં મહાસાગર વિંધીને ય આવી
પોતાના હૈયામાં પ્રેમીને-સુંદરીને પધરાવી શકે
તેવા બહાદુર વીરનો-સહચાર એ ચાહે !

*                    *

પુરૂષ ને સ્ત્રીઃ બન્નેની પ્રતાપી આત્મનૌકાઓ
રસસાગરમાં રમણે ચડે, એ છે સંસાર.
આદર્શ શ્રાવિકાનો હોય એજ સાચો સહચાર !

*                    *

સાચી સુંદરી
કૌમારવ્રતને બરાબર જાળવી.

કૌમારધર્મની પવિત્ર શિક્ષા પામી
કૌમાર અવસ્થામાંજ સંસારની કળાઓ શીખી–
કળાપ્રવિણુ બનીને જ
સંસારમાં–સહચારમાં પ્રયાણુ કરે !

* *

કંચન જેવાં તેના કૌમારમાંથી
કળા ને નિર્મળતાની રોશની ફૂટતી હોય
ત્યારે અને
ત્યારે જ સંસારમાં પગલાં પાડવા એ દોડે.

* *

માતા પિતાનો વિનય
ને ગુરૂ ગુરૂણીનો વિનય શીખે,
શરીર, બુદ્ધિ ને આત્માનો વિકાસ કરે,
આદર્શ ગૃહકાર્યમાં પાંચ યજ્ઞોનું
અનુભવજ્ઞાનઃ—
રાંધવું, દળવું, ખાંડવું,
પાણી ભરવું ને રેંટીયો ચલાવવોઃ
આ પાંચે યજ્ઞોનું સ્થૂલ ને સૂક્ષ્મ જ્ઞાન મેળવી
પછીજ સંસારમાં ડગલાં ભરે !

* *

એનું કૌમાર
જ્યારે કહેણ મોકલે કે
છલકાઉં છું. ઝીલનારો શોધ !
શીલ ને સૌંદર્યથી ઉભરાઉં છું,
આદર્શો ને નિર્મળતાથી વહી રહી છું,
સહચારી શોધ ! કોઇ જીવનસાથી શોધ !"
ત્યારેજ સુંદરી સહચાર શોધવા દોડે.

* *

રસ, યૌવન ને શક્તિનો ઉછાળો આવે,
અને રસસમાધિમાં યૌવન ડોલતું હોય,
ત્યારેજ સુંદરી સહચાર ચાહે છે :
ત્યારેજ જીવનસાગર તરવાને એ પ્રયાણ કરે !
ત્યારેજ જીવન-સુકાનીને સત્કારે !
ત્યારેજ જીવન સુકાનીનુંય સુકાન હાથ ધરે
તે સાચી સુંદરી છે !

* *

પાંખમાં પાંખ પરોવીને ઊડે
એવા 'જીવનમિત્ર' ને સુંદરી જંખે છે,

જેના સાહચર્યથી જીંદગીમાં ઔર નૂર આવે,
સહવાસથી જીવનની પ્રતિપળ મગરૂબીમાં જાય,
જ્હેની વિમળ જીવનકળાની રોશનીમાં ઉભો રહી
સ્રીનો આત્મા સ્વર્ગીય સુખનો આલ્હાદ પામે,
અને જે સંસારના જીવનક્ષેત્રે
નીડરતાથી નેપોલીયન જ્હેમ ગાજતો ફરે!
ભરપૂર રસજ્ઞતા ને યૌવનનો તનમનાટ હોય,
નિખાલસ દિલનો ને
હૃદયની પવિત્ર પ્રીતિવાળો હોય,
'સ્રીત્વ'ને પુરૂષત્વની નીચે ન દબાવતાં
બન્નેને સમાન કક્ષાએ જે સ્થાન આપે
એવા, સંસ્કારી વાતાવરણમાં ઉછરેલા
તેજસ્વી ને તંદુરસ્ત નરકેસરીને વરે સુંદરી!

* *

એવાજ ' જીવનદોસ્ત ' ને શ્રાવિકા ચાહે છે.
હૈયાની શય્યામાં ' દોસ્ત 'ને પોઢાડી,
' દોસ્ત 'ના અંતરમાં આરામ શોધવા દોડે
તેજ હોય સાચી સુંદરી : શ્રાવિકા.

* *

**સ**માન વચના, સુરેખ ચહેરાના,
વિશાળ છાતી ને ઘાટીલા બદનવાળા,
જોનારને ય જોમ ધીરે તેવા યૌવનવાળા,
લાલિત્ય ને પ્રતિભાવંતા પુરૂષને જ
આદર્શ સુંદરી પરણે !

*  *

**જે** નિરંતર ભાવનાની પાંખો પર ઉડતો હોય,
'ઈચ્છાશકિત'નો તોફાની મહાસાગર હોય,
બુદ્ધિ ને ચાતુરીનાં બાણો ભર્યાં હોય
જેનાં મગજભાથામાં,
કળા ને કૌશલ્યની ઝરે જ્યાંથી પ્રેરણા !
સિદ્ધાંતની ખાતર એ મહાસમાધિઓ સાધે,
આદર્શની ખાતર જે મરી ખૂટે,
ને 'સ્રીત્વ' પ્રતિ આદર હોય જેનાં અણુએ અણુમાં
એવા ઉદાર વીરપુરૂષને પરણે શ્રાવિકા !

*  *

**આ**થમતાં ક્ષાત્રતેજને પુનઃ ઉગાડતો, ને
દિલદિલમાં દીપક ચેતાવતો જે;

**વીર્ય**નાં ઉછાળાથી સાગર શો ઘુઘવતો
ને 'મનુષ્યત્વ'નાં મોલો ઉતારનારો:
'હૃદયદેવ' થવા પહેલાં 'હૃદયની રાણી' ને
હૃદયમાં માન સહિત પ્રતિષ્ઠા કરી
સાચો 'હૃદયદેવ' બનવા
સ્વાભાવિક પ્રવૃત્તિ કરે;
એવા 'આદર્શ નર' ને. સુંદરી સહચાર કરે.

* *

**જહે**નાં સહચારથી એક બીજામાં
જીવનભરની-જન્મોજન્મની નિર્ભયતા રેડાય,
ગંગા યમુના શો સુંદર સંગમ થાય,
પરસ્પરની મહત્વાકાંક્ષાઓ પોષાય,
દયાપાત્ર નહિ, પણ 'ઇર્ષાપાત્ર' દાંપત્ય બને,
સ્વાતંત્ર્યનો આતશ જહેનામાં જલતો હોય,
સ્વાભિમાનની અમીરીનો માલીક હોય,
ને બીજાનું 'સ્વમાન' સાચવવાની કાળજી હોય,
જેનામાં, એવા પ્રતાપ ઝરતા,
નિજાનંદી, ગુણદર્શી, દીર્ઘદ્રષ્ટા ને વિવેકી,
ન્યાયી ને હસતા પુરૂષને પરણે સુંદરી.

* *

પુરૂષ તો તે છે: સુંદરીનો પતિ તે છે
કે જે પ્રસંગોનાં રંગ પારખે,
સંજોગો પર સત્તા ચલાવે,
જગતની સાથે હોડ ખેલવાની શકિત ધરાવે,
ચેતન! ચેતનતત્ત્વોથી છલબલતો હોય,
અને સિદ્ધિઓ માટે આકાશમાં વિહરે,
પાતાળને ફોડે, મૃત્યુને ખૂંદી વળે;
ને કદમે કદમે 'જય'નાં ડંકા બજાવે!

* *

આદર્શ શ્રાવિકા:
સુંદરીનો સહચાર એજ કરી શકે કે
જેનાં બાહુઓ 'અબલા'ને બળ ધીરે,
'અબળા'ને 'સબળા' બનાવે:
ભીરૂનાં વીર સરજે,
યાચકનાં દાતા બનાવે;
'ઘેટી' પાળનારો ભરવાડ નહિ
પણ 'સિંહણ'નો જે સહચાર સાધી શકે.!
સહચારિણીનાં નિર્મળ કોડ ને રસિકતા
જોનારી જેનામાં ખૂલ્લી આંખો હોય.

દાંપત્યને 'દૈવી' યોગ બનાવવાનાં
આવતા હોય ઉમળકા જેના અંતરમાં;
એક બીજાની જ્યોતિનાં આધારે
'ઉડવાના' વિચારો સ્ફૂરતા હોય,
અને લેશમાત્ર કંટાળા વગર જીવવાનો
જ્વલંત મુદ્રાલેખ ધારી જે 'જીવન' સાથે જીવે !
આકૂળતા કે વ્યાકૂળતા
જ્હેનાં પ્રતાપી તેજને ઠારી શકે નહિ
ને નયનોમાં સદાય રસની અખંડ ભરતી રાખી
સંસારને–દાંપત્યને રસમય બનાવવા
સુંદરીની અખંડ પવિત્ર દોસ્તી કરી શકે
તેવા રસેશ્વરને જ પરણે સાચી સુંદરી !
એવાજ વીરને વરે આ વીરાંગના !
એવા પુરૂષનેજ વરે આદર્શ શ્રાવિકા !

* *

વીજળીના જેવો વેગીલો બની
સંસારમાં જે રેલાવે સર્વત્ર ચેતન વિજળી,
પ્રેમનો મહાસાગર બની
રેલાવે દાંપત્યમાં પ્રેમની રસગંગા !

ધર્માંધતાનાં છાંયડેથી ય દૂર રહી
ન્હાતો ફરે જે વ્યાપકતાભરી
નૈતિક જીવનની નદીઓમાં,
અને દેહ કરતાં આત્મસૌંદર્યનો જે પૂજારી હોય,
ભાષા કરતાં 'ભાવ'નો ઉપાસક હોય,
બનાવટ કરતાં કુદરતનો પ્રેમી હોય,
શ્મશાની શાંતિ કરતાં
જે ખાનદાન ( noble ) યુદ્ધોનો રસિયો હોય
એવા જ્યોતિભર્યા ઓજસ્વી આત્માના
સહચાર કરવાના કોડ હોય સાચી સુંદરીનાં !

* *

એક બીજામાં જીવનભર પરોવાઇને
એક બીજાનું મધુર સૌંદર્ય
પરસ્પરનાં દિલનાં આતશોને બૂઝાવે,
ને આદર્શોની જ્યોતિ જીવનમાં જગાવે
એવા દાંપત્ય 'જીવવાના' હોય
સાચી, આદર્શ સુંદરીનાં અભિલાષ !

* *

સુંદરીની કુમાશને જે સમજી શકે,

સુંદરીનાં નિર્દોષ પ્રેમને પારખી જાણે,
સુંદરીનાં સૌંદર્યને હલકે હાથે ખીલવી શકે–
પવિત્રતાનાં વિશેષ ઓપ આપી શકે;
અને સ્ત્રીનાં સૌંદર્યને
પવિત્ર વૃત્તિથી પૂજી જાણનારા
નિર્મળ ચરિત્ પુરૂષને જ સુંદરી ચાહે છે:

* *

પતિવ્રતની ડાહી ડાહી વાતો કરનારા
પોપટોમાંથી
જે પહેલાં આદર્શ–એક પત્નિવ્રતની
સંપૂર્ણ વફાદારી દર્શાવવાનો કોલ આપે,
પોતાને વિશ્વાસપૂર્વક
મૂક્તવિહાર કરવા દેવાની અંતરથી છૂટ આપે,
સ્ત્રી એ માલીકીની ચીજ નહિ
પણ ' જીવનની ભાગીદાર ' માનવાની
જે સક્રિય રીતે ઉદારતા દર્શાવે,
અને એક જ ' જીવન હિન્ડોલે–' રસઝૂલે
ઝૂલવાના જેનાં અભિલાષ હોય
તેવા રસીક વર,--આદર્શ પુરૂષને સુંદરી પરણે !

* *

આત્માની લહરે લહરે લહરવા
પોતાની ઈચ્છાથી પરણે છે પુરૂષને સુંદરી;
પુરૂષની અણખીલી કળીઓ ઉઘેડવા
સંસારમાં સુંદરીઓ સહચાર આપે છે !
તેથી જ્હેનાં આત્મામાં ભર્યાં હોય અમૃતજળ
અને સાચા સહચારની
જ્હેને સંપૂર્ણ 'ગરજ' હોય
તેને જ વરે છે....વરવા દોડે છે સાચી સુંદરી !

* *

નવલોહીવાળી અજબ સુંદરી
જીવન સહચારમાં નવલોહીને જ શોધે છે.
તરૂણી, તરૂણ જ હ્રદયને ઉપાસે છે.
જીવન આખું જ્હેની સાથે વિતાવવાનું હોય,
અને જે પ્રેમનાં પ્રિયતમ થવાનાં હોય
ત્હેનાં તન, મન, રૂપ, ગુણ, વય,
વિચાર, આદર્શો ને ભાવનાની સમાનતા તપાસે,
શારીરિક, માનસિક, નૈતિક ને
આધ્યાત્મિક સામ્યતા નીરખે,
ભાવિ 'જીવનદોસ્ત'નું અંતર ઓળખવા મથે,
ત્હેનાં આદર્શ ને સિદ્ધાંતોને પારખે,

ત્હેનાં પ્રેમઉરનાં ઉંડાણુ બરાબર માપે,
' સ્રીને સાટે કેટલું સહી શકશે ! '
તે બારીકાઇથી નિરખે,
ત્હેનાં આત્માનું રસઐક્ય પારખે
અને પોતાની અંતરની ઉર્મિઓ
પોતાનાં હૃદયની ઉચ્ચ ભાવનાઓ
કેટકેટલી ઝીલીને તે ખીલવશે
ત્હેનું સૂક્ષ્મ અવલોકન કરી
સંતોષ મળે તોજ સહકાર કરવા
 ચાહે છે તે સુંદરી :
પોતાનીજ આત્મપસંદગીથી પરણે
 તે શ્રાવિકા !

* *

રમણી એ વશ કરવાની વસ્તુ નથી
પણ સ્વભાવથીજ એ વશ થાય છે,
સ્નેહથીજ એનું સ્રીત્વ પમાય,
પ્રેમથીજ એનાં આત્મા પર
પ્રેમનું સામ્રાજ્ય સ્થપાય છે,
એવું સમજનાર પુરૂષને જ વરે સુંદરી !
આવી ચતુર સુંદરી

પોતાના આત્માના સંતર્પણ માટે,
ભાવિ સર્જનના આનંદ માટે જ પરણે!
પરણવા ચાહે છે!

* *

પોતાના ને પરનાં ઉદ્ધાર માટે
ભાવિ રાષ્ટ્ર ને વિશ્વના કલ્યાણ માટે
આત્માનાં પુર વૈભવથી,
હૃદયની પૂર્ણ સમ્મતિથી,
યૌવન–ઉછાળાનાં ‘કહેણ’થી જ
યોગ્ય પુરૂષને
સંસારમાં પરણવા ચાહે તે
આદર્શ સુંદરી : આદર્શ શ્રાવિકા છેઃ

* *

સુંદરીનાં ‘ચાહ’માંથી સહકારની વાંચ્છના જાગે,
જીવનસંગ્રામમાં પ્રવેશતાં તે
પુરૂષનાં શુદ્ધ સહચારને ચાહે!
કારણ ?
સંસાર ‘બે’નો છે,
વૈરાગ્ય ‘એક’નો હોય,

તેથી બે આત્માના સહવિહાર એ છે સંસાર.
પુરૂષ એટલે પ્રાણ ને શકિત :
સ્ત્રી એટલે શકિતને તાલબદ્ધ–
સક્રિય કરનારી પ્રેરણા :
પ્રેરણા વિનાની શકિત સૂતી રહે,
ને શક્તિ વિનાની પ્રેરણા પાંગળી છે,
તેથી બેનો–નરનારીનો સહચાર એ છે સંસાર.
એક બીજાના સહચારેજ
સંસાર સૌભાગ્યવંતો છે.
પરસ્પરનાં સહચારથી જ
જગતમાં નરનારીઓ જીવી શકે છે!

* *

સુંદરીના 'બુદ્ધિ' સહચારથી
પુરૂષના હૃદય–Will–ને પોષણ મળે,
પુરૂષનાં 'શક્તિ' સહચારથી
સ્ત્રીની બુદ્ધિમાં Intelect–
સ્ફૂર્તિનું સિંચન થાય,
આમ એક બીજાનાં સહકારમાં જ
વિશ્વનો વિકાસ છે.
એક બીજાની પડખે ઉભા રહેતાં જ
પરસ્પરની અપૂર્ણતાઓ પૂરાય છે.

સ્ત્રીનું જીવન એ કુદરતી મૈત્રી છે,
પણ 'વફાદાર મિત્ર' ને જ સમજાય તેની મિષ્ટતા !
પુરૂષનું જીવન એ પરાક્રમની લીલા છે,
પણ પરાક્રમનું મૂળ તોએ માતાનું જ ઉદર છે,
મૂળ વિનાનાં થડ ને પાંદડાં ન હોય,
સ્ત્રી વિના પુરૂષ કે સંસાર ન હોય.
જીવનસંગ્રામમાં બન્નેને સહચાર જોઇએ !
સભર ' જીવનચિત્ર ' માં એનાં રંગો જોઈએ !
વિવિધ ભાવો વિનાની કળા અધૂરી છે,
નરનારીનાં સહચાર વગર સંસાર સૂના છે.
તેથી માનસ કક્ષાએ સંસારમાં બેય સંચરે,
સમાન હક્કથી ' દોસ્તીદાવે ' જ વિચરે !
એનું નામ સાચો સંસાર :
આદર્શ સુંદરીનો એજ હોય સાચો સહચાર !

* *

એક બીજાનાં જીગર એક બીજામાં મળે
ને ઠરે બેયની જીંદગી એ છે સાચો સહચાર !
એ હોય શ્રાવિકાનો મનોહર સંસાર !

* *

મનુષ્યને બે હાથો છે :
બે હાથ વિના તાળી ન પડે : તેમજ
સંસારનાં બે સ્થંભો સ્ત્રી ને પુરૂષ છે.
એક બીજાનાં સહચાર–યોગ વગર
સંસારનું અસ્તિત્વ જ ન હોય !
તેથી નર ને નારીનું જોડલું
સનાતનકાળથી જીવે છે ને જીવશે:
પ્રકૃત્તિનાં એ બન્ને પાસા છે.
ઋષભદેવના સમયમાં જન્મતાં
યુગલીઆ–જોડકાંનાંજ એ ખંડો છે:—
કુદરતે બેઉમાં વિવિધ કળાઓ પૂરી છે.
સ્ત્રી પુરૂષમાં જુદાં જુદાં અનેરાં રંગો ભર્યાં છે !
"નરને નારી વિના ચાલ્યું નથી,
ને નારીને નર વિના ચાલશે નહિં"
એ કુદરતનો સનાતન સંદેશ છે:
એટલે બેયનો શુદ્ધ સહચાર
એજ સંસારનો વિકાસ છે:

* *

પ્રકૃતિનાં બે ટુકડા નર ને નારી,
કુદરતનાં બે તત્વો–વીરતા ને દયા

દયા વિનાની વીરતા ' કઠોર ' છે.
ને વીરતા વિનાની દયા મરેલી છે.
નરમાં વીર્ય છે, નારીમાં દયા છે.
વીર્ય ને દયાનો યોગ
એ જ આ દ્રશ્યમાન દુનિયા !
નર ને નારીનો સહચાર
એ જ આ સંસાર !

* *

પુરૂષની દેવી સ્ત્રી બને, સ્ત્રીનો દેવ પુરૂષ.
અન્યોઅન્યનાં પૂજન એ છે સંસારનાં પૂજન.
બન્નેની અણખીલી આત્મકળીઓ પ્રફૂલ્લાવવી
એ છે સંસારનાં વિધાન:
સુંદરી એ પુરૂષાતનની માતા છે.
પુરૂષ એ ' સ્ત્રીત્વ 'નો સંરક્ષક સૈનિક છે.
સ્ત્રી સંસારનાં પ્રારબ્ધ ઘડે છે,
પુરૂષ, એ ' એકલી સ્ત્રીએ ' અડધા અંગે
ઘડેલા અધુરા પ્રારબ્ધને
પૂરા કરવા પુરૂષાર્થ ફોરવે છે.
બન્નેનો નિર્દોષ સહચાર એ છે સંસાર, તેથી
એકની અવગણના એ સંસારની અવગણના !

સ્રીથી સંસાર શીતળ છે.
પુરૂષથી સંસાર તેજવંતો છે:
ગરમી ને ઠંડી:
કોને કોની વિના ચાલ્યું છે?
બે શક્તિ Possitive & Nagative નાં
    સંયોગથી જ
જગતમાં વિજળી પ્રગટે છે.
સ્રીએ સહચાર સાધવો
એ પ્રકૃતિનો અટલ પયગામ છે
પુરૂષે સહચારને શોભાવવો
એ માનવતાનું મહા લક્ષણ છે.

* *

એવા બે આત્માનો નિર્વિકાર સહચાર
    એનું નામ દિવ્ય લગ્ન:
આદર્શ શ્રાવિકાનાં–સુંદરીનાં પુરૂષ સાથેનાં
    લગ્ન એટલે દૂધ ને સાકરનું મિલન.
અખંડ ને એક રસ નરનારીનું જીવન:
યુવક યુવતિનાં પવિત્ર જોબનવંતા
ગૌરવશાલી આત્માનું સહ–રમણ!

બે પ્રેમી પંખીનું સહ-ઉડ્ડયન:
બે આત્માનો સમન્વય એ છે લગ્ન.
બે આત્માને એક કરે તેવો પ્રેમ અગ્નિ તે લગ્ન.
નરની આંખમાં પ્રિયનું અમૃત હોય,
નારીની ચક્ષુમાં 'પ્રિયતમ' બેઠાં હોય,
બે મટી એક થવું એ છે લગ્ન.
નરનારીની ઝગમગતી આત્મજ્યોત
એક મળી રચાય દાંપત્ય :
પરસ્પરનાં દિલમાં 'એકત્વ'નો સંચાર થાય
તેજ આદર્શ શ્રાવિકાનાં હોય સાચાં લગ્ન !

* *

**સ્ત્રી** ને પુરૂષ

એક બીજામાં એક બીજા નિરંતર
ખોવાઈ જાય એ છે આદર્શ લગ્ન,
ને પરસ્પરમાં ખોવાઈ જવા છતાંય
બન્નેનું વ્યક્તિત્વ અખંડ રહે !
નરનારીનો પ્રેમ વિહાર, તે છે સુંદર લગ્ન.
બન્નેની અપૂર્ણતા પૂરાઈ બેઉમાં
ઉતરે 'અપૂર્વતા' તે છે સાચું લગ્ન :

સંસારના આરે પવિત્ર સ્નેહનાં સ્વર્ગ ઉતારી
કલ્યાણ પંથે પડવું એ છે
બન્નેનાં લગ્ન વ્રતની મહા દીક્ષા !

* *

**આ**ર્ય લગ્નનાં 'આદર્શ' મહાન્ છે :
પુરૂષ ને સ્ત્રીનો અમૃતના આરે
અદ્ભૂત સંગમ તે છે આર્ય લગ્ન.
બે પ્રેમ-પંખીનાં જીવન યોગ,
એ છે આદર્શ લગ્ન.
એક બીજાનાં જીવન રસ
એક બીજાનાં જીવન કટોરામાં રેડાય,
એક બીજાનો આત્મા
એક બીજામાં એકરસ થઈ રેલાય,
એ છે પ્રેમલગ્નનું સાચું રહસ્ય.
જીવનભરની પવિત્ર ગ્રંથીની
નિર્મલ નિશાની એ છે સાચું લગ્ન !

* *

**આ**દર્શ સુંદરી-શ્રાવિકાના લગ્નને
સંયમના સઢ હોય,
પ્રભુતાનાં સુકાન હોય,

પવિત્રતાનાં હલેસાંઓ હોય,
ચોમેરથી સરલતાનો વાયરો વાય,
રસ સાગરમાં રમણ કરતાં કરતાં
દિવ્યતાને પામવાનું ચોક્કસ તેમનું ધ્યેય હોય !

* *

લગ્ન કરીને સુંદરી-શ્રાવિકા
મોહનાં રંગમહેલની રાણી નહિ
પણ પ્રેમ ઝુંપડાની ‘ જોગણ ’ બનવા ઇચ્છે.
‘ પ્રેમદેવ ’નીજ રાણી બનવા ચાહે.
જીવનભર સ્નેહ સરિતામાં સ્નાન કરતાં
ઉન્નત ભાવનાનાં આકાશમાં
વિચરવાનાં ત્હેનાં પ્રબળ અભિલાષ હોય !

* *

‘ લગ્ન ’ એ સુંદરીનાં જીવનનો
મહાન આલ્હાદનો પ્રસંગ છે.
કૌમાર અવસ્થામાંથી સંસાર પ્રવેશ
એ તેનો સૌથી મધુર દિવસ છે.
હૃદયનાં ખાલી સિંહાસનનો
સ્વાભાવિક સ્વામી અને તેવા પતિને શોધી

હૈયામાં પ્રતિષ્ઠા કરવાનું
એ જીવનનું સૌથી મંગળ ચોઘડીયું છે.

*  *

એ ‘ લગ્ન ’ એટલે એક વખતનો યોગ.
લગ્નને ‘ બે ’ શબ્દ ન ઘટે.
બેનું એક થવું તે છે આર્ય લગ્ન.
જન્મ એક વાર, મરણ એક વાર
ધર્મ એક છે, જીવન એક છે,
તેમ લગ્ન પણ હોય એક વાર !
બીજાં લગ્ન એ સાચાં લગ્ન નહિં,
લગ્નનાં ‘ લાવા ’ ની એ તો
ઉડતી ધગધગતી ભસ્મ છે :
ને પહેલાં લગ્નમાં પ્રેમનું સિંચન નહિ.
તો તે લગ્ન એ ગંધાતી ગમાણે
બાંધેલાં બે પ્રાણીનું જોડાણ છે:
બીજા લગ્નની ભસ્મમાં ભરાશે તે
‘ આદર્શો ’ ને બાળી નાંખશે.
પ્રેમહિન લગ્નો થશે ત્યાં ત્યાં
સંસારની સુંદરતા સળગી ઉઠશે ! તેથી

લગ્ન–આર્ય લગ્ન એક વાર હોય
એકવારનાં લગ્નમાં જ સાચો પ્રેમ હોય.

*   *

એક પતિને એક જ હોય પત્ની,
એક પત્નીને એક હોય પતિ,
પ્રેમીને હોય એક માત્ર પત્ની,
કામીજનને હોય બે પાંચ પૂતલી.
પ્રેમ જોગણુને હોય એક આત્મારામ પતિ,
પ્રેમ યોગીને હોય એકજ પ્રેમ પાત્ર પત્નીઃ

*   *

પ્રેમી કેવળ ‘ એક ’ એકનેજ દોસ્ત બનાવે.
પ્રેમ જોગણુ ‘ એક ’ની જ ઉપાસના કરે.
બીજા પતિ કે બીજી પત્નીની
કલ્પનાય સાચા પ્રેમ–પ્રવાસીને કંપાવે.
એકમાંજ એકાગ્ર થઈ
પ્રેમનાં દાવે એક બીજા સર્વસ્વ હોમે,
ને સર્વસ્વ મેળવે તે સાચો પ્રેમ–પ્રેમી !
પ્રેમ યજ્ઞમાં જીવનની આહુતી આપી

એક બીજાનાં સુખ દુઃખ અને ઉન્નતિ માટે
એક બીજા મરી પડે તે છે સાચું પ્રેમી યુગલ !

*  *

**સ્ત્રી**નાં નિર્મલ સ્નેહને સમજે તે સાચો પતિ,
ને પુરૂષનાં પ્રેમને ઓળખે તે સાચી પત્ની.

*  *

**આ**વા બે પ્રેમી આત્માનું જોડાણ
તે આદર્શ દાંપત્ય :
પ્રભુના ધામમાં ઉતરવું તે છે આદર્શ લગ્ન !

*  *

**એ** દંપતિનાં—
પતિ પત્નીનાં પ્રાણુનાં સ્પર્શ તે છે લગ્ન.
દેહનાં—જડ પૂતળાંનાં લગ્ન
એ છે વાસનાનાં કાયદેસરનાં અખાડા !
એક બીજાને આત્મદાન
એ છે સાચાં લગ્ન,
રોમે રોમમાંથી નીતરે છે પ્રેમની નદીઓ
એવા બે આત્માની શુદ્ધ સ્નેહ—
સરિતાઓનો સંગમ

તે છે આદર્શ લગ્ન !
બે પ્રેમીની પ્રેમજળથી ભીંજાયલી
મિલનભોમ તે લગ્ન.

* *

Wife એટલે વસ્તુત: Life
પત્ની એ પતિનું સાચું જીવન છે.
પુરૂષનું અડધું અંગ તે સુંદરી છે.
ને સુંદરીનું અડધું અંગ તે પુરૂષ:
પુરૂષ અધૂરો છે, સ્ત્રી અધૂરી છે.
બેનાં સહચારથી ઘડાય એક ‘ મનુષ્યત્વ ’
બેનાં સહચારથી રોપાય એક કલ્યાણ બીજ,
બે ચેતનના સંયોગ
ત્હેનાથી રચાય સાચો સંસાર,
એજ સાફલ્ય લગ્ન: લગ્નની સફલતા !

* *

પરસ્પરની ઉન્નતિ ‘ એષણા ’ પરિતર્પવી
એજ પતિ પત્નીનો પરમ ધર્મ.
એ કહેવાય આદર્શ દાંપત્ય !

* *

પ્રેમને ‘ અવળી ’ આંખે જોનારા
ઓ વક્રદ્રષ્ટાઓ !
સુણજો ! સ્નેહ એટલે વિષયવાસના નથી હોં !
પરન્તુ નિર્મળી આત્મપ્રેમ ભાવના તે સ્નેહ.
પાપ તે પ્રેમ નહિ
પણ પુણ્ય તેજ નિર્મળ પ્રેમ
શુદ્ધ રસથી ઉભરાતો તેજ પ્રેમ
પ્રેમ તે કામ નહિ
ને જ્યાં કામ ત્યાં પ્રેમનો પડછાયોય નથી.
જ્યાં જ્યાં કામવિલાસનાં અખાડા
ત્યાં ત્યાંથી પ્રેમનાં પોબાર !
મોહ ને સ્નેહ જુદાં છે.
સ્નેહ ચડાવે છે, મોહ ખાઈમાં નાંખે છે
સ્નેહ દેહવાસના નથી, આત્મભાવના છે.
મોહ મુડદાં પ્રેમી છે—આત્મપ્રેમી નહિ
કામી ને રસીક જૂદાં છે:
કામ ને રસ ભિન્ન છે,
રસિકોમાં કામ ન હોય, વિકાર ન હોય,
રસિકો રસ લૂંટે, કામીઓ ‘ કામ ’માં કપાય છે,

કામને રસાનંદ તદ્દન ભિન્ન છે
કામ કાળજાંઓ કોરે છે
રસાનંદ હૈયામાં રસની ગંગા છોડે છે.
તેથી જ્યાં જ્યાં સાચો પ્રેમ
ત્યાં ન હોય મોહ કે કામવાસના !
પ્રેમમાં પાશવી લીલા ન હોય
પ્રેમ તો પવિત્રતાનાં બાગ ખીલવે
એવા નિર્મલ પવિત્ર પ્રેમની
જે પિપાસુ સુંદરી તેજ સાચી શ્રાવિકા
તેજ સુંદર પ્રેમતત્વો જીતનારી
સુંદર શ્રાવિકા !

*   *

મોહની મદિરાથી દૂર રહી
સાચા દિવ્ય પ્રેમનાં પ્યાલાઓ પીએ
ને એક બીજાને પાય તે પ્રેમી ! પ્રેમી !

*   *

દિવ્ય પ્રેમ એ ઘડી, બે ઘડીનો નશો નથી,
કે દિવાનાઓનાં સ્વપ્નાં નથી,
પણ અંતરની વીરડીમાંથી

ઝરતો એ શાશ્વત મીઠો ઝરો છે.
દેહ પ્રેમીઓ પ્રેમને પામી શકે નહિ
આત્માએ આત્માનાં લગ્ન ત્યાં છે પ્રેમ !
આત્માએ આત્માનો સહચાર તે છે લગ્ન !

* *

દિલે દિલનાં દાન લેવા ને દેવા તે છે લગ્ન.
રૂપનો મદ નહિ, ગુણનો ગર્વ નહિ.
આત્માએ આત્માનાં તેજમાં મળી જઈ
પતિનાં આદેશ પત્ની પ્રેમથી ઉઠાવે
પત્નીનાં દિવ્ય અભિલાષો
પતિ હોંશથી પૂરા કરે,
ને પરસ્પરની જીવનનૌકા પરસ્પરને સોંપાય
એ છે આદર્શ લગ્ન-સાચો સહચાર.
એ છે શ્રાવિકાનો ઉજ્વલ સંસાર.

* *

લગ્ન એટલે બે પશુઓની તાંડવ લીલા નહિ
પણ સંયમ ને શીલનાં વાયુમાં ઉભા રહી
ઉન્નત આદર્શો સિદ્ધ કરવા તે.
બે આત્માનું-સ્રી પુરૂષનું સહ પ્રયાણ: તે લગ્ન.

* *

નર ને નારીઃ બેયનાં દિલને
દેહનું ઐક્ય તે લગ્ન
બન્નેનાં જીવનમાં તેજોમય ઉષાનું
પ્રાગટ્ય તે છે લગ્ન.
રસભર્યા માર્ગે આત્મ કલ્યાણમાં
પ્રવેશવું એ તેનો શ્રેષ્ઠ હેતુ.
જીવનમાં પાવિત્ર્ય ને આનંદની
અમી વર્ષા વરસાવવી
તે લગ્નની સાચી દીક્ષા !

* *

આદર્શ લગ્નમાં પ્રેમ એ પહેલી ચીજ હોય
પ્રેમવિના એકતા નહિં
ને એકતા વિના 'લગ્ન' નહિં.
આત્મ લગ્નની રસકુંજમાં રમે
તેજ સાચા પ્રેમ લગ્ન !

* *

એવો પ્રેમ જેનાં આત્માનો ખોરાક
ને પ્રેમ–એજ જેનાં લગ્ન છે તેજ
સુંદરીનાં સાચાં લગ્ન :
ધાર્મિક વિધિ નીચે કરેલાં

પુતળાં પુતળીનાં સાટાં એ લગ્ન નહિ
પણ લગ્નનાં નિર્દય ફારસ છે:
પ્રેમ વગરનાં લુખ્ખાં-સળગતા
સંસાર વનનો એ દઝાડતો વિહાર છે.
બે આત્માને કચરી નાંખનારો
કાયદેસર–ફાંસી–દોરી વચ્ચેનો નિવાસ છે.
તેથી પ્રેમ! પ્રેમ! ને પ્રેમ!
એજ સાચાં લગ્ન-શ્રાવિકાનાં સુખી લગ્ન!
એજ બે આત્માનો સાચો યોગ હોય:

* *

**આ**દર્શ સુંદરી-શ્રાવિકા
આવા 'સ્નેહ લગ્ન' થી પુરૂષ સાથે જોડાય:
પોતાના સ્નેહને સત્કારી
સામેથી પ્રેમનાં પડઘાં પાડે
તેવાજ પુરૂષને પરણુવા દોડે
પ્રેમભીની નજરે પ્રેમને વધાવી
લગ્નમંડપમાં પવિત્રતાની પ્રતિષ્ઠા કરીને
નિર્મળ પ્રેમી-આત્માને પરણે
સ્નેહનાં કટોરાં પીએ ને પાય
ને પ્રિયતમનું અંગ થઇ જઇને

પોતામાં પ્રિયતમને સમાવવા જે તલ્પે!
એ જ આદર્શ સુંદરી-શ્રાવિકા.

* *

આદર્શ શ્રાવિકા
એ દેવી બને, દેવાંગનાં બને
પુરૂષની સાચી અર્ધાંગના બને!
દાસી નહિ પણુ દોસ્ત કે સહાયક બને,
પુરૂષને ઉન્નત માર્ગે પ્રેરનારી
જીવંત પ્રેરક-શક્તિ બને
પુરૂષને કેવળ સુખ સગવડ આપનારી
સૌંદર્યની જડ પુતલી નહિ,
પતિની વાસનાને સંતોષનારી ડાકણુ નહિ,
ઘરને માત્ર સાચવનારી ચાકરડી નહિં,
પણુ સંસારમાં ઉજ્વલ ભાવો જગાડનારી
પતિની સાચી ને પવિત્ર સહચરી બને,
એક પાંખવાળા પુરૂષની બીજી પાંખ બને,
પુરૂષનાં આદર્શમાં ભાગ પડાવે.
ને પોતાનાં આદર્શમાં 'પતિ'ને શ્રદ્ધા જગાડે
એ જ સાચી સુંદરી-આદર્શ શ્રાવિકા.

* *

સંસાર એટલે પ્રેમ–રસ ફૂલવાડી
ફૂલ છોડને ઉછેરશે તેજ
ફૂલની મીઠી સૌરભ પામશે !
સુંદરી ફૂલ છોડ વાવે છે
ને પુરૂષ તેમાં સિંચન કરે
એટલે પ્રેમની–રસની–કળાની ફૂલવાડી ખીલે,
ખીલીને સંસારને સુગંધી બનાવે !

* *

સુંદરી ઘરને નહિ, પણ વરને પરણે,
ધન કે રૂપમાં ન મોહાય,
પણ ગુણ ને જ્ઞાનમાં મોહાય,
ઘર કે વરની ખાતર નહિ
પણ પોતાની જાતની ખાતર પરણે.
વાસનાને નહિ પણ ઉન્નત આદર્શોને વરે.
જીવન પંથમાં શુદ્ધ સહચાર
શોધવા ! સદ્‌ગુણી પુરૂષને પરણે.
માત્ર જીવીને રોટલા ઘડી આપવાં કે
ચૂડલો અખંડ ખણખણતો રાખવા
તે ગમે તેવા પુરૂષને ન પરણે ! રે નજ પરણે.

* *

**સા**ચી શ્રાવિકાને પતિની દાસી કરતાં
'દોસ્ત' બનવાનાં કોડ હોય !
'દોસ્તી'નાં દાવે અર્પણુની ભાવનાથી
સેવા કરી છૂટવાનાં મનોરથ હોય !
પતિની કેવળ પગ દાબનારી ગુલામડી નહિં,
પણુ પુરૂષને પ્રેરણા પાનારી હૃદય દેવી બને.
પ્રેમનાં બદલામાં પ્રેમ યાચે.
પ્રેમનાં યાચક થઈને ય,
પ્રેમીને–પુરૂષને પ્રેમની ભિક્ષા આપે,
સુંદરીનો પ્રેમ મેળવવા માટે
પ્રેમનાં જ દાન હોય, એવું મૌન સૂચવે !
પ્રેમહિન પુરૂષો કદીય
સુંદરીનાં પ્રેમને યાચી શક્યાં છે ?
સુંદરી પ્રેમી પુરૂષને-પ્રેમને પરણે.
કામીને નહિં રે ! કામીને નહિં !
કામ, પ્રેમને શું પારખે ?
કામી, શ્રાવિકાને–આદર્શ સુંદરીને શું સમજે ?
સ્નેહની હુંફ વિના સ્રીને કોણ જીતી શક્યું છે ?

 

પ્રેમી, પ્રેમીનાં ઉરને પારખે,
સ્નેહીજ સ્નેહીનાં હૃદયને સમજે.
વસંતની ખૂબીઓ કોકીલા જ મ્હાણે
પ્રેમનાં સરબતો પ્રેમી પુરૂષ જ પીછાણે !
એવા પ્રેમીઓ જીવન જળથી,
પરસ્પરને નિર્મળ પ્રેમનાં અભિષેક કરે.
રમે બન્ને આત્મા પ્રેમનાં જળમાં,
ઉડે બન્ને આત્મા પ્રેમનાં આકાશમાં,
ને સંસારમાં સ્વર્ગની ખુશબો લાવી,
સંસારને સ્વયં સ્વર્ગમય બનાવે, તે શ્રાવિકા !

* *

આદર્શ શ્રાવિકાઃ
પુરૂષનાં વિજય ધ્વજ સમી
વિશ્વને ચોમેરથી અજવાળતી
સુકુમારતા ને સરળતાની એ મૂર્તિ-
સુંદરી, પુરૂષનાં ધોમ ધોમ ' ઉછાળા ' મારતા
પૌરૂષનો સહચાર કરતી સંચરે,
ને સ્રીત્વને દીપાવે.
સ્રીને માત્ર પરણનાર તે પતિ નહિં,

પણ સ્રીનો આત્મ વિકાસ કરી સંતોષનાર
તેજ પતિ.
સ્રીનાં સ્નેહનો પ્રત્યુત્તર પાઠવનાર,
તેજ સાચો આદર્શ પતિ !
ને પતિનાં પ્રેમી આંતરને ઓળખી
એનાં પ્રેમનો પડઘો પાડતાં પાડતાં
પતિનાં પ્રેમને દિવ્યતાનો રંગ આપનારી,
એજ આદર્શ–પત્નીઃ સાચી સુંદરી શ્રાવિકા.

* *

**એ**ક બીજાનાં આત્મસિંહાસને,

એક બીજાની પધરામણી, તે છે પ્રેમીયુગલ.

* *

**આ**દર્શ સુંદરી, શ્રાવિકા,
પ્રેમભર્યા દિલાવર દીલની એ દાસી છે.
પતિનાં સંસાર રથની સારથી છે.
પતિનાં આદર્શ મહેલની એ રાણી છે.
પતિનાં સુખ દુઃખની સહચારિણી છે.

* *

Sex love પશુપ્રેમ ત્હેનાં દામ્પત્યને
સ્પર્શે નહિં,

કામચલાઉ બજારૂ પ્રેમ ત્યાં હોય નહિં,
વ્યવહારિક સગવડતાએ સાંધેલો હોય
નહિં–સ્નેહ, પણ પરસ્પરનું સ્વાર્પણ
એ છે સ્ત્રી પુરૂષનો પ્રેમ !
નિર્દોષ પ્રેમનાં આરે બેસી બેય,
મધુરતાની ' મીજબાની ' ઉડાવે તે છે
આદર્શ દામ્પત્ય !

* *

સ્ત્રીનો આત્મા પતિમાં વિરાજે
ને પતિનો આત્મા વસે પત્નીમાં !
સુંદરીમાં એક પતિવ્રતની પ્રતિજ્ઞા હોય
ને પુરૂષમાં એક પત્નીવ્રતનાં તેજ તપતાં હોય.
સુંદરી રાણી બને તોજ પુરૂષ રાજા કહેવાય,
શ્રાવિકા દાસી બને તો પુરૂષ દાસ કહેવાય.
દાસીને રાજાની દોસ્તી ન હોય.
રાજા માર્ગી ને ગુલામ માર્ગીનાં યોગ નજ થાય.
તેથી સુંદરી સદાય પુરૂષનાં
રાજ મહેલની રમણી–રાણી બને.

અને પુરૂષ એ રમણીનાં રમણ વિલાસ,
' આત્મ વિલાસ 'ને નમ્રભાવે સહચાર આપતો
રહે ! એ જ રાજાની રમણી–રાણી,
એ જ સાચી સુંદરી કે શ્રાવિકા—
પતિની નિર્માલ્ય દાસી બની જઇ સુંદરી,
પતિની રાણી થવાનો હક્ક કદીજ ન ગુમાવે !

* *

સ્ત્રી–પુરૂષની શુદ્ધ સ્નેહ લીલા તે છે સંસાર.
પતિએ પત્નીમાં, ને પત્નીએ પતિનાં હૈયામાં
ઉચ્ચ આદર્શો સહિત રમણ કરવું તે છે
આદર્શ સંસાર.
સ્ત્રી પુરૂષની કલહ કલા તે છે-મૃત્યુલોકની નારકી.
ને પતિ પત્નીનાં જૂદાં ' ચોકા '
તે છે તુચ્છ ! રે તુચ્છ સંસાર !

* *

અન્યો અન્યનાં હૃદય પરસ્પર ગૂંથાય
ને એક બીજાનાં આત્માનાં અમૃત

એક બીજા પર સ્વાભાવિક ઢોળાય !
તેવા લગ્નથી સુંદરી પુરૂષથી જોડાઇને–પરણીને
પોતાને અને પતિને પવિત્રતાનાં પંથે પ્રેરે !
જીવનમાં પ્રભાતની નવલાલી ઉતારે !
દાંપત્યમાં અનેરાં પરિમળ પ્રગટાવે,
સૌજન્યનાં નીરથી અંતરને પખાળે,
શીલનાં તેજથી પતિની સાચી પત્ની બને,
ને સાચી પત્ની થતાં પતિને આદર્શ પતિ
બનાવે !
હૈયામાં ભરેલા રસનાં કુંપા ઠાલવી
પતિ અને પોતાની વચ્ચે રસની રેલ વહાવે,
પ્રિયજનની વફાદાર પ્રિયતમા બની
પ્રિયજનની વફાદારી મેળવે–વિકસાવે !
પતિદેવ બનાવતાં 'પત્નીદેવી' નું સ્થાન
નક્કી કરે,
પ્રેમ, પવિત્રતા ને રસની લીલાથી.
સંસારને સભર બનાવે !
અને સ્નેહીનાં સ્નેહની શારદાપીઠ બની
પ્રેમીનાં પ્રેમમંદિરની દેવી થાય:
એવા દેવ દેવીનાં નિવાસ તે સંસાર.

એવા સંસારમાં વસનાર તે સાચા દેવ દેવી !

*  *

આદર્શ સુંદરી–શ્રાવિકા. એ
પતિને રમવાની ઢીંગલી ન હોય.
વાસનાને પોષનારી વસ્તુ ન હોય.
સ્ત્રી એ માત્ર પુરૂષની ગુલામડી, રસોયણ, કે
'પટીદેવ (!)ની મોજોનું રમકડું નથી.
'પટી'નાં રૂવાબથી ગમે તેમ.
પાતાળમાં કચરવાની ચીજ નથી: કે
'મિથ્યાભિમાન' નાં ગબારે ઉડતાં કોઇ
'હેવાન'નાં હાથે
'સ્ત્રીત્વ'નું સદાય અપમાન
સાંખી રહેનારી મૂડદાલ મંકોડી નથી,
ગર્વભેર દેખાડી શકાય તેવું એ
ગૃહપ્રદર્શનનું રંગીલું–છબીલું પ્રાણી નથી !
કે પુરૂષની પ્રતિષ્ટા ને
સગવડો જાળવનારૂં તુચ્છ સાધન નથી;
પરન્તુ પુરૂષનાં મૃત જીવનમાં
અમૃત સીંચનારી એ જીવંત શક્તિ છે.
હેવાનીયતને ઠેકાણે લાવનારી

શાંત ને સુશીલ શિક્ષીકા છે.
જીવન-બંસીનાં મીઠાં સૂરથી
પુરૂષનાં પૌરૂષને ઘડનારી સ્ત્રી-દેવી છે !
નિર્મળા, સાત્વિક સ્ત્રી સૌંદર્યની કુમાશથી
પુરૂષનાં કઠણુ હૈયાને કોમળ કરનારી,
પુરૂષનાં કઠોર કાળજાંને, સુકોમળ બનાવી-
ઉજ્વલ રસ્તે દોરનારી સાચી સહચારિણી છે.

* *

પુરૂષો ! ઓ નગુણા પુરૂષો !

સ્ત્રીને અપમાનશો ના !

અપમાનશો તો

કુદરતના ભયંકર અપમાન સહવા ભારે પડશે.
સ્ત્રીને સત્કારશો તો
ત્હમારા પર સ્નેહની વૃદ્ધિ થશે.
અંતરથી વધાવશો તો
ઉભરાશે પ્રેમનાં પાતાળ જળ.
સ્ત્રીની અવગણના જહેણે જહેણે કરી છે,
ત્હેનાં સંસારમાં આગ લાગી છે.

સ્રીનાં જ્યાં જ્યાં પૂજન થાય છે,
ત્યાં ત્યાં સ્વર્ગનાં સોહાગ ઉતર્યા છે.

*　　　*

**સો**હાગને ચાહશે તે સુંદરીને સત્કારશે,
સોહાગથી ભાગશે તે, સુંદરીને અપમાનશે.
**यत्र नार्यस्तु पूज्यन्ते, तत्र रमंते देवता.**
જ્યાં જ્યાં સ્રીઓનાં પૂજન થાય છે
ત્યાં ત્યાં દેવતાઓ આનંદથી રમે છે.

*　　　*

**જે** ગૃહમાં કલ્લોલ કરે છે,
હસતી સુંદરીઓ !
સંસ્કાર અને આનંદ મંહી
જ્યાં ખીલતી સુંદરીઓ !
તે ઘરમાં ખૂબ રમણુ કરે છે,
દેવ અને બહુ દેવીઓ.
જ્યાં જ્યાં સ્રીનાં પૂજન થાય,
ત્યાં વરસે આનંદ વર્ષાઓ !

*　　　*

**આ**દર્શ સુંદરી,
પોતે સદાય ઉડે, ને પતિને ઉડાવે.
આત્મ સૌંદર્ય ને પવિત્રતાની પાંખો પર બેસાડી,
રસભર્યા સુંદર પ્રદેશે ઉતારે,
ને પુરૂષનાં પ્રાણમાં
'ઉડ્ડયન'નો ફફડાટ જગાવે.

ઠરી ગયેલા પુરૂષાતનમાં,
ચેતનની ચીનગારી લગાવે.
પુરૂષનાં યૌવનને યુવતીનું જોબન ઘડે,
રસની અંજલીઓ દઇ દઇને,
સ્નેહનાં ઝૂલે ઝૂલાવી ઝૂલાવીને,
પુરૂષનાં 'નવજીવન' પ્રગટાવે.
પતિની પ્રેમાળ 'આત્મછાયા' બની
આત્માને ઔર ઉજ્વલ બનાવે,
ને આત્મ સમર્પણ ને ભક્તિનાં ફૂવારા
પરસ્પરનાં પ્રેમી ઉરમાંથી
સ્વભાવતઃ ઉડતા દેખાડે તે સાચી સુંદરી!

* *

**જ્યાં** પતિનું જીવન વિશુદ્ધ ને વિશાળ છે,

જ્યાં પત્નીનું જીવન પવિત્ર ને પ્રેરક છે,
ત્યાં દાંપત્યની મધુર ખૂશબો છૂટે છે,
ત્યાં સ્નેહ જીવનની વિસ્તરતી કળા છે.

* *

શ્રાવિકા પોતાનો આત્મા
નવ નવા સ્વરૂપે પતિમાં પ્રગટતો જૂએ,
ને પતિ અવનવા માનસ રંગોથી,
પત્નીનાં હ્રદયમાં પોતાનું હ્રદય ચીતરે.
પરસ્પર એક બીજાને અંતરમાં પધરાવી
પરસ્પરનાં પૂજન કરે;
એક બીજાની આસપાસ
હ્રદયમાં અર્ધ્ય ધરી પ્રેમ ફૂલવાડી રચે.
એટલે ? બેયનાં જીવનમાં સૂધા સીંચાય,
બેયનાં અંતરમાં અમૃતનાં પીપો ઠલવાય.
પ્રેમદેવ સદેહે ઉતરી
સંસાર પર કુંકુંમવર્ણાં પગલાં પાડે.
ને સુંદરીનાં–પુરૂષનાં દાંપત્ય પર
આશીર્વાદ ઉતારે !

* *

**આ**દર્શ દંપતિને મન દિવ્યતાપૂર્ણ
'સ્નેહી જીવન' ને સ્વર્ગ જુદાં નથી.
નિર્મલ પ્રેમ ને પ્રભુતા ભિન્ન નથી.

* *

**આ**દર્શ સુંદરીઃ શ્રાવિકા
મોહરાણી નહિં પણ રસરાણી બને !
રસનાં છાંટણાથીજ પરસ્પરની વાસનાને ભગાવે !
એ દંપતિને પરસ્પરનાં સહવાસમાં
કથી કે સમજી ન શકાય,
પણ માત્ર અનુભવી શકાય,
તેવું દિવ્ય સુખ મળે.
એ બન્નેનાં સુખ રસેષણાને આભારી છે.
એ રસેષણા પર હોય સંજમની 'બ્રેક'.
જે સંયમની નીચે ઘુઘવતો હોય રસનો સાગર.

* *

**વ**સંત હો કે પાનખર ઋતુ,
સુખની છાંયા હો કે દુઃખનાં તડકા;
બેયમાં પરસ્પરનું અખંડ સાહચર્ય
સ્વાભાવિક વૃત્તિથી દેવાય,

તે આદર્શ યુગલ: આદર્શ સહચાર
એ છે શ્રાવિકાનો ભવ્ય સંસાર !

*     *

**આ**દર્શ સુંદરી–શ્રાવિકા મુંગી ઘેટીની માફક
પુરૂષની પાછળ પાછળ અંધતાથી દોરાવાને બદલે
સિંહનાં સાથમાં સિંહણનો પડકાર કરે:
સિંહની સ્ત્રી સિંહણ જ હોય.
પુરૂષની સ્ત્રી ' ઘેટી ' ન હોય.
તેથી જયવંતા પુરૂષ–આદર્શ વીરની
પત્ની સાચી વિરાંગના બને !

*     *

**આ**દર્શ સુંદરી: શ્રાવિકા પોતાનું
જીવન સમર્પી પુરૂષનાં હૃદયને પામે.
પુરૂષ સ્ત્રીને આદર અર્પીસુંદરીનાં અંતરને સમજે
સ્ત્રીનાં જીવન સ્વપ્નો ધીરજપૂર્વક સાંભળીખીલવે
સ્ત્રીને કાંટો લાગે ત્યાં પુરૂષને પેટમાં દુ:ખે.
પુરૂષને પેટમાં દુ:ખે ત્યાં સ્ત્રીને શૂળ આવે.
એવું અખંડ 'એકત્વ' તે છે આદર્શ સહચાર !

*     *

**આ**દર્શ શ્રાવિકા :

પતિ પત્ની એક બીજાનાં હૃદયં સાથે,
પોતાનાં હૈયાને વજ્રબંધે સાંકળે.
પ્રેમની જ્યોતિ હરપળે પાવત્ર ને વિશુદ્ધ
નિઃસ્વાર્થતાથી નિર્મળ બનાવી ઝગમગાવે,
પત્ની, પતિને પડતાં બચાવે, ઝીલે.
ઉકળેલા દિલને દીલાસા દે,
પતિને ઉત્સાહ ને પ્રેરણાનું અમૃત પાય,
પુરૂષનાં સખ્ત જીવનમાં 'કુમાશ'નું સિંચન કરે,
જીવન-યુદ્ધમાં એ સારથી બને,
ગૃહ વ્યવહારમાં મંત્રીની ગરજ સારે,
ભોજન સમયે પ્રેમાળ ' માતા ' સમી બને;
ને શયનમંદિરમાં સાદી, સુંદર
ને પવિત્ર રસિક આદર્શ ' રંભા ' બને.
એનાં રંભાપણામાં મોહનાં ઝેર નહિં,
પણ રસનાં અમૃત ભર્યાં હોય.
વિમળ રૂપની મૂર્તિમાંથી એ
વિમળ ભાવોની આવિષ્કારક 'વિજ્ઞાનીની' હોય
તેજ સાચી સુંદરી ! આદર્શ શ્રાવિકા.

*  *

સુંદરી, પ્રેમ ને સિદ્ધાંત ખાતર બધું સહી લ્યે
પણ અન્યાયપૂર્ણ વસ્તુ ‘ સહવા ’ ખાતર
સહતાં બંડ જગાવે
સહિષ્ણું બનીને વધુ સુંદર બને
પણ ગમે તેવું ‘ સહવા ખાતર ’ સહી લઈ
પોતાનાં ‘ સ્રીત્વ ’ને હરગીજ ન લજાવે !

* *

પરાણે ચાહવો જ પડે,
ને પોતાને ‘ વહુ ’ ગણીને કૃપાની રાહે,
નિભાવવી પડે એવા લગ્નમાં એ નજ જોડાય !

* *

આદર્શ સુંદરીઃ અહોનિશ
પોતાના ‘ સ્રીત્વ ’ વ્યક્તિત્વને સમજે, ઓળખે,
જે ‘ સ્રીત્વ ’ને શોભાવવા પ્રતિપળ જંખે
અંધશ્રદ્ધાળુ, વેવલી કે પેમલી ન બનતાં
પતિ આગળ પોતાનું સ્વમાન એ સાચવે.
પતિ આગળ પોતાનાં સ્રીત્વનું ગૌરવ જાળવે
‘ સ્રીત્વ ’ની અવહેલના, આદર્શ સુંદરી

સાચી શ્રાવિકા કદાપી સાંખી શકે નહિં!
સ્ત્રીત્વનું અપમાન
આદર્શ સુંદરી કદીય સહી શકે નહિં
એ અસહ્યતાનો વેગ
પ્રેમીને-પુરૂષને પ્રેમભરી શિક્ષા આપે,
અપમાનનો બદલો
સુંદરી-આદર્શ શ્રાવિકા
સંપૂર્ણ દંડથી વસુલ કરે!
એનાં દંડ કે શિક્ષામાંય ચકો ચક પ્રેમ હોય.
એનાં ગુસ્સામાંય શુદ્ધ પ્રેમનાં આંદલનો ભર્યાં હોય!

* *

ભદ્ર ભદ્ર પુરૂષોએ-પંડયાઓએ
સ્ત્રી વિષેનાં અધમ બકારા કરી
'સ્ત્રીત્વ' ને અપમાનવા ઠેરઠેર યત્નો કર્યાં છે,
સ્થળે સ્થળે 'નર્કની ખાણ' કહીને
પોતાને એ ખાણનાં કોયલા તરીકે સિદ્ધ કર્યા છે.
તેને પાછા તેજસ્વી કરવા
અને પોતાનાં 'સ્ત્રીત્વ' ને ચમકાવવા
આદર્શ સુંદરી પ્રતિક્ષણ ઉદ્યમ આદરે!
અને બતાવે-સ્વીકારાવે કેઃ—

રાષ્ટ્રની, ધર્મની, સમાજની,
ભવ્ય સંસ્કૃતિની 'માતા' એક સુંદરી જ છે.
કેળવણી ને સંસ્કારની એ કુબેર ભંડારીણી છે.
વિશ્વ કલ્યાણની એજ ચાવી છે.
સુધા વિહોણી સૃષ્ટિમાં શ્રાવિકા જ સાચી
    સુધા છે.
સૃષ્ટિ વિકાસની સહાયક મહાદેવી તે
    સુંદરી જ છે.
શ્રાવિકા પૂજ્ય છે; પવિત્ર છે, પાવન-
    કારીણી છે.
સુંદરી અંધારીઆ જગતની ચાંદની છે.
યોગ્ય શ્રાવિકા વિનાનું જગત આંધળું છે.
સુંદરી વગર પુરૂષનાં ભાગ્ય ફૂટેલાં છે.
શ્રાવિકા જેટલું સમર્પણ દુનિયામાં કોણ
    કરે છે?
સમર્પણનો મહિમા સુંદર રીતે તે મ્હાણે છે.
સંસારનાં લુખ્ખા 'વન વગડાને'—
બળબળતા રણવગડાને
શાંત બગીચામાં ફેરવનારી એક જ એ દયા
    મૂર્તિ શ્રાવિકા છે.

* *

આદર્શ શ્રાવિકા

સુંદરીનાં પવિત્ર સૌંદર્યને જોઇ
જેનું પ્રસન્ન ચિત્ત મોહ વિના આનંદ
લઇ શકે,
તે જ સુંદરીનો સાચો પતિ: આદર્શ પતિ.
વિકાર નહિં, મોહ નહિં, મોહના ઝેર નહિં
પણ સુંદરીને જોતાં....શ્રાવિકાને જોતાં
તેનાં પ્રિયતમને પવિત્રતાની તૃષા લાગે,
ઉન્નત આદર્શોની ઝાંખી થાય,
નીતિમાન આંખ ને હૃદય કેળવાય,
તે જ સાચો પતિ: સુંદરીનો સાચો સહચારી:

* *

શુભ સાગરનું મોતી તે સુંદરી: આદર્શ શ્રાવિકા.

સંસારની શીળી છાંયડી તે સુંદરી.
સંસાર એટલે સંતાપ નહિં,
કે શોકની ફફળતી જ્વાળા નહિં,
સંસાર એટલે વિલાસ કે વિકાર નહિં,
પણ સંસાર....એટલે સુંદરતાનો સંગમ!

પવિત્રતાનાં તૂટેલાં મંદિરો સમારવા
એ છે સંસારી જીવનનું કાર્ય !
' અસુંદર ' ને હઠાવી સુંદરતાનાં પીરસણાં કરવાં
એ છે સંસારનું—દાંપત્યનું સાચું રહસ્ય.
સ્ત્રી પુરૂષનાં સ્નેહ એક બીજાને ખેંચે અને
ઉછળતું આત્મ સૌંદર્ય એક બીજાનાં શુદ્ધ,
    સૌંદર્યને બોલાવે.
સ્નેહ કે સૌંદર્યનાં આદર એ છે સંસારનાં પૂજન !
મોહ કે વિલાસમાં રમણ એ છે આળોટવાનાં
    ઉકરડાં !

*  *

**એ** સંસારનાં બે મુખ્ય અંગ:

સુંદરી ને પુરૂષ:
સુંદરીથી સંસાર સોહામણો છે.
પુરૂષથી સંસાર તેજસ્વી છે.
પુરૂષનાં તેજમાં શોભા ન હોય,
ને સ્ત્રીની શોભામાં તેજ ન હોય.
તો સંસાર એ સડેલું મુડદું બને.
બેયનાં પૂર્ણ સહચારથી સંસાર જીવંત
    સ્વરૂપ બને.

*  *

પ્રતિપળે જીવનનું નવ સર્જનઃ એ છે
સુંદરીનો સંસાર.
સંસ્કૃતિનો વિકાસ એ છે આદર્શ દાંપત્યનો સાર !

* *

આદર્શ સુંદરી, સંસારનાં ગ્રીષ્મમાં તપે નહિ
કે શિશિરમાં કરમાય નહિં.
ભરતીમાં છલકાય નહિં
ને ઓટમાં ઓસરે નહિં,
તેનાં રસભર્યાં કિનારા સદાય પ્રબલ,
શાંત છે.
રસની લ્હેરે લ્હેરે ઉડતું તેનું જીવન
સદા ‘ અભયતા ’નો વાયરો પીતું હોય,
નિર્ભયતાનાં ખડક પર ઉભા રહી
સંસારને પડકાર કરતું હોય,
કાવ્યની મીઠી ઝરણીઓ ઝરાવતું હોય,
‘ આદર્શ દાંપત્યનાં હિમાલય પરથી વહીને :
પૃથ્વીને પાવન કરતું હોય,
એ સચ્ચિદાનંદની પ્રફુલ્લીત કળાઓ
ખીલવતું હોય સુંદરીનું–શ્રાવિકાનું
સૌમ્ય જીવન !

* *

આદર્શ સુંદરી–શ્રાવિકા

પોતાની ચૈતન્ય પ્રેરતી મધુરપથી
જગત-જીવનનાં અણુંએ અણુંમાં
મધુરી સુરભિનું સિંચન કરે,
કોમળ પ્રેમ સ્પર્શથી
સખ્ત લોખંડની જંજીરોને તોડે,
પવિત્રતા ને નિર્મળતાનાં પૂજનમાં
પોતાનું સમગ્ર આયુષ્ય ખરચે,
રસ તરસ્યા જગત પ્રવાસીને
નિર્મળ રસ પાઇને તૃપ્તિ અર્પે,
આદર્શ શ્રાવિકા
દાંપત્યમાં પરસ્પરના દોષો પી જઇને
અખંડ ને એક રસ મૈત્રી જાળવે.
અમર્યાદા કે અતિ મર્યાદાથી પર રહી
'સ્ત્રીત્વ'નાં વિકાસમાં મહામોલો હિસ્સો આપે,
'સ્ત્રીત્વ'ની ખીલવટમાં જીંદગી હોમે,
સંસારમાં રહેવા છતાં
વાસના સુની યોગિની બની
સંસારી જનોને આદર્શો તરફ વાળે!

યૌવનને સંયમથી મજબૂત જોતરે
યૌવનને અધર્મ નહિં પણ પવિત્ર ધર્મ માને,
મોહનાં આસુરી આક્રમણો સામે જૂજે, અને
સંયમને જ યૌવનનો સાચો ને સુરેખ
 આદર્શ માને !

* *

ઇંદ્રિયનિગ્રહ એ આદર્શ સુંદરીનો
 મહામંત્ર છે.
વિશુદ્ધ યુવાની, અમરતા અને દિવ્યતા
એ શ્રાવિકાનું મંગળ સ્વપ્ન છે.
એના વાસના રહિત ગુલાબી આત્માના
સહચારથી પુરૂષને ઔર ઠંડક મળે.
ગુણવંતા ગુલાબની સૌરભથી
જગતની રોતલ શીકલને ખૂબ પ્રફૂલ્લીત કરે !
જવલંત વ્યક્તિત્વ ને
જાજરમાન 'સ્ત્રીત્વ'નાં ચમકારથી
સ્વતંત્ર ને ભવ્ય મનોદશાથી એ
જગતનાં જીવનમાં નવચેતનની ભરતી આણે,
અંતરમાં આશા, ઉલ્લાસ ને તેજ મૂકે,

મનુષ્યોનાં વિચારને નવી દિશા દર્શાવે,
અને પોતાનાં નિર્દોષ પ્રેમની ભઠ્ઠીમાં
બધી અભેદતાઓને ભસ્મ કરી
વજ્ર સમી કઠણતાને પણ પીગલાવે !
તે આદર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા.

* *

શુભ ને કલ્યાણનાં ધામસમું
જેનું ગૃહ મંદિર છે, તે જ આદર્શ સુંદરી !

* *

આદર્શ સુંદરી–શ્રાવિકાનો કોઈ શબ્દ
સૌંદર્ય ને સંયમ રહિત ન હોય,
સુંદરીનાં જીવનની કોઇ પ્રવૃત્તિ
કળા ને ઉજ્વલ ભાવ વિનાની ન હોય,
તેનું સૌંદર્ય ને શૃંગાર, વિચાર ને વાણી
નૈતિક જીવનનાં વિરોધી ન હોય,
શ્રાવિકાનું સૌંદર્ય કે શૃંગાર વિલાસમાંથી નહિં
પણ પવિત્રતાનાં વાતાવરણમાંથી જન્મે.
શૃંગાર કૈં ઘરેણાં ગાંઠાથી ન સજાય
પણ અંતરનાં પવિત્ર ઓછાયા

દેહ પર પથરાઈ રહે તે જ સાચો શૃંગાર !
સુંદર રીતે જીવવાની ધગશ
તે જ સાચું સૌંદર્ય.
એવી સૌંદર્યવંતી સુંદરી તે જ આદર્શ શ્રાવિકા:

*                *

ફેશનના આછકલા વેડા આદર્શ સુંદરીને
    ન છાજે,
વિલાસપ્રિયતા આદર્શ સુંદરીને ન શોભે !
કપડાંનાં રંગ બેરંગી ઠઠારા
ને ઘરેણાંનાં પોટલા દેહ પર લાદી
પોઠિયો બનવાનું સાચી શ્રાવિકાને નજ ગમે,
રંગીલો 'ગોકળીઓ' થઈને
લચક લચક થઈને વિચારવાનું ન પાલવે,
રંગીલી છબીલી થઈને ફરવામાં
આદર્શ સુંદરીનું-શ્રાવિકાનું સાચું ભૂષણ
    ન હોય !
પણ આદર્શોથી રંગાયલા અંતર પર
    પાવિત્ર્ય ને શીલનાં પોષક
ચતુરાઇ ને ભવ્યતાનાં પડછાયા સમાં

ચોખ્ખાં, સાફ, ને સાદા
શુદ્ધ ખાદીનાં વસ્ત્રો સુંદરીથી પહેરાય:
જે વસ્ત્રોજ જોનારમાં ને પહેરનારમાં
સુધા, સુધા, નરી સુધાજ ભરે.
'સ્ત્રીત્વ' પ્રત્યે પુરૂષોનું માથું નમાવે,
સાક્ષાત્ પવિત્રતાનાં દર્શન કરાવે
પાવિત્ર્યનાં દર્શનથી સંસારને ઠારે
મનુષ્યોનાં અંતરની પવિત્રતાને જાળવવા
જે વસ્ત્રો સદાય સફળતા વરે,
તે જ વસ્ત્રો સુંદરી શરીર પર ધારે.
ફેશનની ફીશીયારીમાં આત્માને કચરવા કરતાં
નિર્મલ ને નિર્દોષ સાદા ખાદીનાં વસ્ત્રો
    સુંદરી સજે.
સાદી ખાદીમાં જ સાચી શ્રાવિકા દીપી ઉઠે!

* *

આદર્શ સુંદરી શ્રાવિકા તો
જન્મથી જ સુંદર અવતરી છે
ત્હેની સુંદરતામાં એક પણ કૃત્રિમતાનું
    આરોપણ
એ ત્હેની સુંદરતાને ભૃષ્ટ કરનારૂં છે!

એ સ્વભાવથીજ રૂપસુંદરી છે.
ચામડી સાથે જ—અંતર સાથે જ
ત્હેની સુંદરતા જડાયલી છે.
ત્હેને બાહ્યરૂપનાં થથેરા નકામાઃ
ત્હેને સોના રૂપા હીરા મોતીના મોહ લાગે
તો સવા લાખનાં ૬૦ હજાર કરવા જેવું થાય.
સુંદરીની સુંદરતા તેથી જંખાય ! રે અભડાય !

* *

ટાપ ટીપનાં નાચણવેડા કરતાં

નમ્રતા ને નિર્દોષતાસૂચક
ઉપયોગ પૂરતાં સાદાં પરિધાનો સુંદરી સજે !
શ્રાવિકા સાદાઇમાં જ સુંદરતા સમજે !

* *

ભભકતાં કપડાંઃ એ શ્રાવિકાની-

સુંદરીની ભાવનાને લાગેલો મંદવાડ છે,
સાદાઈ ને સોહાગ સીંચતા સ્વચ્છ ને
સુંદર વસ્ત્રો તે ત્હેનાં આત્માનાં
લાલિત્ય-ભાવોસૂચક રંગો છે.

* *

આદર્શ સુંદરી સદાય 'સાદાઇ'માં સુંદરતા શોધે,
યોગ્ય લાજ મર્યાદા જળવાય એવો પોષાક
તે પહેરે !

* *

આદર્શ સુંદરી–શ્રાવિકા ઉંચે ને ઉંચે
ઉર્ધ્વગમન કરનારી અપ્સરા હોય !
ત્હેનાં જીવનમાં ચમક, બુદ્ધિની તિક્ષ્ણુતા
ને ચપળતા
Smartness wit & Shewdness હોય,
ફેશનથી ' સુંદર ' બનવાને બદલે
એનાં હલન ચલનમાંથી જ ' સુંદરતા '
ઝરતી હોય,
પવિત્રતા પથરાતી હોય,
ત્હેની બોલવાની શૈલીમાં સ્રીની
સુકુમારતા હોય,
ભાષા સરળ, સરસ છતાં
ખૂબ અસરકારક ને અર્થસૂચક હોય.
બોલેલા શબ્દોમાં સુંદર ગુંથણી,

સુંદરતા, નમ્રતા, તેજ, લાગણી ને રસ હોય
વાણીનાં ફુલ શર વિંધે
વાણીની મધુરતા સાંભળનારને મધુર બનાવે,
એની ચાલ; અંગનાં હાવભાવ,
વાતચિત ને ઉઠવું બેસવું
સર્વમાં હોય એક પ્રકારનો કળાભર્યો
થનગનાટ !
ત્હેનાં સૂરમાં ભરી હોય નિર્દોષ મોહકતા.
સુંદરીનું સાચું સૌંદર્ય તે ત્હેનું હૃદય છે:
એનું હૃદય એ જ સૌંદર્યની ખાણ છે:
હૃદયને આદર્શોથી રંગી સૌંદર્યને ખીલવે
તે જ સાચી સુંદરી છે

* *

શ્રાવિકાનું હૈયું સદાય વસંત રંગી હોય

ત્હેનાં નિત્ય જીવનમાં નૂતન રંગો ઉતરતા રહે,
જીવનમાં વસંત બારે માસ ખીલી હોય,
સુગંધીઓ રાત દિન ત્યાંથી પ્રસરતી હોય,
ને જગતમાં ને જીવનમાં જે
'સુંદરતા'ની—નિર્મળતાની પરબો માંડતી હોય
તે આદર્શ સુંદરી.

* *

આદર્શ સુંદરીના અંગે અંગમાંથી
વિષય વાસનાને પીઠ દેવાથી
ઓજસનાં ફૂવારા ઉડે છે,
એજ ત્હેનું સાચું સૌંદર્ય છે.
મનોહર યુવાવસ્થાની એ આલ્હાદ પ્રેરતી રાણી છે
આત્મતત્વની વર્ષાનાં ફોરાં
ઝીલનારી એ દિવ્ય ભૂમિકા છે.
મહત્વાકાંક્ષાની પાંખ પર ઉડતું
નમ્ર હૃદયથી સ્હામાને વશ કરતું ત્હેનું વદન છે
યૌવનનાં ભારથી જે કચરાતી નથી
કે યૌવનનાં જોશને
નમાલા અધ્યાત્મમાં વેડફી નાંખતી નથી.
ત્હેના જીવન વ્યવહારની અંદર દેહની
પ્રત્યેક ગતિમાં
અલૌકિક ડોલન વ્યક્ત થાય તે શ્રાવિકા.
સાચી સુંદરી 'પાકશાસ્ત્ર'માં નિપૂણ હોય.
વિવિધ પ્રકારની આરોગ્યવર્ધક રસવતીઓ
બનાવવાની
ત્હેનામાં કળા ભરી હોય.

* *

સુંદરી–શ્રાવિકાની સાચી કેળવણી
ત્હેનાં ચારિત્ર્ય પાવિત્ર્ય સ્ત્રીત્વ અને
ગૌરવભર્યો આત્મા ઘડે,
આત્મામાં વિશેષ મધુરતા ભરે,
મૌનમાંય મધુરતા ઉતારે,
પ્રસંગે પ્રસંગે તેમાં વિજળી ચમકાવે,
રસિકતાનો જીવન ધર્મ સમજાવે,
પહાડનાં જેવી મુશ્કેલીઓ સામે નિડરતાથી
એકલા ઝૂઝવાનો ઉત્સાહ ફૂંકે
ચૈતન્યહિન એક ઘરેડમાં ચાલવાને બદલે
સ્વતંત્ર ને ચૈતન્યભર્યા પંથે પ્રેરે
જીવનમાં એક નહિં, બે નહિં
માત્ર શૃંગાર, વીરતા કે કરૂણા રસ નહિં
પણ નવે રસનો સંગમ કરાવે
તે સુંદરની આદર્શ શ્રાવિકાની સાચી કેળવણી !

* *

સાચી સુસંસ્કૃત સુંદરીનાં–શ્રાવિકાનાં
મન બુદ્ધિ ને હૃદય ખીલ્યાં હોય,

સ્વતંત્ર માનવતાનું ચૈતન્ય ત્યાં ઉછળતું હોય,
ત્હેની ભાવનાઓથી પુરૂષમાં
ભાવનાભક્તિ ને કાર્યશક્તિની પ્રેરણા થાયઃ
પુરૂષની ઈચ્છાનુસાર વાગનારી
ગ્રામોફોનની 'ચૂડી' જેવું હ્રદય પલટાઈ જઇ
આદર્શ સુંદરી–સ્વયંભૂ ઉર્મિઓ અનુભવેઃ
ને જીવનનાં સ્વતંત્ર ચૈતન્યથી–
આત્મવૈભવથી જીવે તે સાચી શ્રાવિકા !

* *

સુંદરીના જીવન વિકાસ પરથી
દેશની સંસ્કૃતિ રચાય,
એ મૂર્તિમંત પ્રેરણામાંથી
રાષ્ટ્રમાં ચૈતન્યની સરિતાઓ વહે !
એની ભાવનાઓ પરથી
દેશનું ભાવી ઘડાય,
એનાં જ્ઞાન પરથી
દેશનું પુરૂષત્વ પોષાતું રહે !

* *

શ્રાવિકાનાં પત્નીભાવમાં છલોછલ પ્રેરણા હોય,
માતૃભાવમાં અકથ્ય હોંસ ને ઉમળકો હોય,
ભગીનીભાવમાં પ્રફૂલ્લતા પાંગરી હોય,
ને સહચારભાવમાં રસિકતા ખીલતી હોય !
સૌનાં જીવનમાં સરસ રંગો પૂરે
ને પુરૂષની ભવ્ય ભાવનાઓની સહચરી
ને કાર્ય કરનારી દિલોજાન સખી બને !

*　　　*

ગૃહરાજ્યની એ રાણી
સુંદરીનાં ગૃહિણી ભાવ ઉન્નત હોય,
તેજસ્વી ને ચેતનવંતી ભાવનાઓ ઉછળે,
આંચમાં મદને સ્થાને માર્દવતા ટપકે,
ચહેરામાંથી ‘ ઉછાંછળાપણા ’ને બદલે
‘ શીતળતા ’ ઝરે,
સંસારને સુઘડ ને વ્યવસ્થિત, પવિત્ર
ને ‘ દોડતો ’ બનાવવો એ તેનાં હોય ઉન્નત
ગૃહિણી અભિલાષ !
આદર્શ સુંદરી–શ્રાવિકા કોમળ છતાં કઠણ હોય

મીઠી ને પ્રતાપી અંજાવે તેવી હોય.
એની શીલજન્ય દઢતા ને મૃદુતા મર્દોનાં
    માથાં નમાવે:
ઉછળતી ભાવનાઓ અને
તે ભાવનાને પાર ઉતારવાનું તેનામાં બળ હોય.
લોચનનાં પવિત્ર પ્રતાપ ને નિશ્ચલતા
ભલભલા મદવાળાનાં સામર્થ્યને પીગળાવે !
એનું નિર્મળ ને તેજસ્વી હાસ્ય
પરમ યોદ્ધાનાં ગાત્રો ગળાવે !
ત્હેની પવિત્ર દૃષ્ટિની અણીઓ
ચમરબંધીનાં માનને છેદી અંતરની
    આરપાર ઉતરે.
અને શબ્દનો રણકારો
વાતાવરણમાં સભરતા, મધુરતા પ્રસરાવે,
તે જ આદર્શ સુંદરી—સાચી શ્રાવિકા.

*　　　*

સુંદરીની ભાવનાને સંતોષ મળે,
ત્હેની ઉર્મીઓને વેગ મળે,
તેનાં વિચારને પ્રોત્સાહન પ્રાપ્ત થાય,
તેનાં જીવનમાં 'સ્રીત્વ'નું ગૌરવ સ્થપાય

અને પુરૂષોની ભાવનામાં
એ પુરેપુરી સમાનતા મેળવે
તો સુંદરી આ જીવન
સંસારમાં અચૂક સ્વર્ગ— ઉતારે ! ઉતારે જ !

*          *

આદર્શ સુંદરી—શ્રાવિકામાં ભરેલી એક
પ્રકારની ચારિત્રની મનોહર સુવાસ
સૌનાં ચિત્તને પ્રસન્ને છે
એનું વિષય અને મનોનિગ્રહનું બળ
અનેક સંયમ તૃષ્યા પુરૂષોને
સંયમ પંથે દોડાવે છે
એના વ્યક્તિત્વમાં વીજળીનાં ઝબકારા થાય,
એનાં અત્યંત નિર્મળ, પવિત્ર ને પ્રબળ
વિચારો
જગતમાં ‘ શક્તિ ’ના સાક્ષાત્ દર્શન કરાવે,
યૌવનની આકાંક્ષા ને ભાવનાથી
એનું જીવન સદાય ચકોચક ભરેલું હોય,
મન વચન ને કાયાના પવિત્ર આંદોલનો

ત્હેના સંસારમાં સ્વર્ગની સોહાગ સિંચતા હોય,
એનું જીવન પ્રતિક્ષણે પ્રત્યેક પરિસ્થિતિમાં
દરેક વસ્તુમાં પવિત્રતાયુક્ત સૌંદર્યનાં
દર્શન કરે ને કરાવે.
પ્રફુલ્લતા ને વિનોદનું વાતાવરણ એ સર્જે
'આદર્શ સૃષ્ટિ'નું સ્વપ્ન દર્શન કરતાં કરતાં
સડેલી રૂઢી ને શુષ્ક માન્યતાઓ સામે
ઉગ્ર—અતિ ઉગ્ર અસંતોષ દાખવે
નિર્માલ્ય સમાજ રચના સામે 'બળવા'નો
'અગ્નિ' ફેલાવે
ને નવું સર્જન કરવાને સુંદરીનો આત્મા
થનગને !
ને નૂતનતાની ઉપાસનામાં
શ્રાવિકાનું દિલ દોડયા કરે !

*　　　*

આદર્શ શ્રાવિકાના દાંપત્ય જીવનમાં
વિલાસની બદબો નથી,
ત્યાં તો પવિત્ર પ્રેમની વૃષ્ટિ થાય.
ત્યાં સ્નેહની સૃષ્ટિ રચાય.

વિકાર નહિં પણ રસ ઝરે છે
મોહ નહિં, વાત્સલ વહે છે,
'મ્હારા'માંથી 'અમારા'માં ઉતરી
દાંપત્યમાં અખંડ Harmony ઐક્ય સાધી,
રસ, યૌવનને શક્તિથી ભરપૂર,
અખંડ રસ સમાધિ સેવતાં સેવતાં
સંસાર યાત્રામાં પ્રયાણુ આદરે,
Will & Intelect શક્તિ ને બુદ્ધિનાં
સંયોગથી
આદર્શ પુરૂષત્વ-આદર્શ સ્ત્રીત્વના યોગથી
જન્માવે આદર્શ પુત્ર રત્ન !
યૌવનની તેજસ્વી શક્તિઓના ઉછાળા પછી
અને એ શક્તિને કાબુમાં લેવાનો
અદ્‌ભુત સંયમ કેળવી
એ આદર્શ યુગલ-પતિ પત્ની 'અખંડ'
તપના અંતે
તેજસ્વી સંતાનની પ્રાપ્તિ કરી સમર્પે.
દુનિયાને દેવાંશી 'નર' આપે !
વર્ષે વર્ષે 'કચડા બચડા' અણુશલાઓ
પેદા કરવા કરતાં

નવ નવ મહિને ' ઘેટાં 'ની સુવાવડો
    કરવા કરતાં
બાર વર્ષે એ એક ' સિંહ 'ને જન્માવે !

*　　　*

માટીનાં ઘડા બનાવવામાંય

આવડત–કળા જોઇએ !

તો ' મનુષ્યો ' પકાવવાની

સુયોગ્યતા ને કળા સુંદરી સાધે જ;

' વિષય ' ખાતર પ્રજા પેદા કરવી

એ ' દામ્પત્ય 'નું મહા કલંક છે.

પણ દીર્ઘ કાળનાં બ્રહ્મચર્યને અંતે

સદ્‌ગુણનાં આરાધન રૂપી તપ તપીને

પ્રજા ખાતર જ માત્ર હોય સંયોગ–પ્રસંશનીય !

એવું જ્યાં સમજાય.......

ત્યાં જ મહાવીરો ને નેપોલીયનો

અવની પર અવતરી ' માતૃત્વ 'ને નૂર
    આપે છે !

સાચી શ્રાવિકા આ સુત્રો નિશદિન

હૃદયમાં ધારીને જ સંસાર પંથે પડે !

*　　　*

માતાપિતાનાં બધાં સંસ્કારો
ગુણ ને દોષો સંતાનમાં ઉતરે છે
તેથી પોતાની જ ભૂમિકા શુદ્ધ કરી
'વિશુદ્ધતા'ની મૂર્તિસમા દેવાંશી
ધીર, વીર, ગંભીર પુત્રો પેદા કરે
તે આદર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા.

*    *

આદર્શ સુંદરી 'રસ' ને શક્તિની સમાધિમાં
પોતાનાં દાંપત્યને-લ્હેરાયા સિવાય
યોગ્ય ઉંમરે, ને સંપૂર્ણ શક્તિ
    પ્રાપ્ત કર્યા પહેલાં
'માતા' બનવાના લ્હાવા 'લાવા' લઇને
પોતાનાં સૌંદર્યને વેડફે નહિં, યૌવનને
    નિસ્તેજ કરે નહિં,
જીવનને અભડાવે નહિં,
ખીલતા સ્ત્રીત્વને કરમાવે નહિં,
એ તો આત્મ સૌંદર્યને 'સ્ત્રીત્વ'ની
    ગરવી જ્યોતિ નીચે

પુણ્ય ભાવવાની ગંગા–શીતળ ગંગા વહાવતાં,
પરસ્પરનાં મિલનથી મધુરતા પીતાં પીતાં
યૌવનને પવિત્રતાથી જાળવતાં જાળવતાં,
ચેતનશાલી સંયમનો વાયરો પીતાં પીતાં,
'દાંપત્ય' ને આનંદથી મ્હાણે !
યૌવનનાં હિલોળે હિલોળે ઉછલતાં
યૌવનની લ્હેરે લ્હેરે ફરતાં
યૌવનનાં ઝબકારાં કરતાં કરતાં
જેનાં ઉદરમાંથી ભીમ ને ભીષ્મો પાકી શકે,
મહાવીર ને બુદ્ધો જન્મી શકે,
બાહુબલી ને ભરત ચમકારા કરે,
તિલક ને ગાંધી પેદા થાય,
પ્રતાપ ને શિવાજી ઉત્પન્ન થાય,
નેપોલીયન ને ટોલસ્ટોયનો પ્રકાશ થાય,
લેનીન ને મુસોલોની પ્રગટે,
કમાલપાશા ને અમાનુલ્લાખાં અવતરે,
એ સુંદરીનો સંસાર ધન્ય છે.
એ શ્રાવિકાનું ગર્ભાધાન ધન્ય છે !

* *

જનની જણુ તો ભક્ત જણુ, કાં દાતા કાં શૂર,
નહિં તો રહેજે વાંજણી, મત ગુમાવીશ નૂર.
એ સ્ત્રીઓએ સમજવાનું છે !

* *

સંયમશીલ તપસ્વીની એ શ્રાવિકાઃ
Superman પુરૂષોત્તમ જન્માવવા
'આદર્શ સ્ત્રી' બની રહે.
'મહાવીરો' ને પેદા કરવા એ 'ત્રિશલા' બને
'કૃષ્ણુ' ને જન્માવવા એ 'યશોદા' બને
પોતાને 'મનુષ્યત્વ' ઘડનારી એરણુ માને !
'મનુષ્યત્વ' ની મૂર્તિઓ એ ઘડી જાણે.
એવી નવનવા યુગના 'માનવ' ઘડનારી
એ મહાશક્તિ તે સાચી સુંદરી
આદર્શ શ્રાવિકા જ છે !

* *

પુરૂષનાં વીર્યથી સ્ત્રીની વેલ વધે,
સુંદરીનાં પયપાનથી 'પુરૂષત્વ' નો વિકાસ થાય

એક પ્રજા પેદા કરે, બીજી પ્રજાનું ભાગ્ય ઘડે
ઉછેરે છે પોતાના કેસરી–સિંહને
પોતાનાં સિંહણી–તેજીલા દૂધથી:
દિવ્યતાના ધાવણ તેજ ને પરાક્રમ પ્રગટાવે છે.
પુત્ર પુત્રીને પેદા કરતાં પહેલાં
'જવાબદારી' સમજી
પુત્ર પુત્રીને પોતાના પ્રાણ ખરચી પોષે છે!
ભીમ ને ભીષ્મ, મહાવીર ને કૃષ્ણ સમા
શિશુઓનાં પારણાં ઝલાવનારી એ માતા બને
ચતુર સીતા ને પ્રતાપી દ્રૌપદી
બ્રહ્મસ્વરૂપી બ્રાહ્મી ને શાણી સુલસા
સુભદ્રા ને ચંદનબાળા
દમયંતિ કે જોન ઓફ આર્ક જેવાં સ્ત્રી રત્નો
આદર્શ સુંદરીની કુંખમાંથી જ અવતરે:
શ્રાવિકા એવા રત્નોની જ ખાણ હોય!

* *

પુરૂષ એ કેવળ સંસારનો વેઠીયો નથી,
કે 'ગગાનો બાપ' કહેવાજ માત્ર સરજાયો નથી.
સ્ત્રી એ ઘરની 'ચાકરડી' નથી

કે 'ગગા ગગી' ની મા જ થવા ઘડાણી નથી,
એ તો બંને શક્તિનાં વિવિધ પાસા છે.
પરસ્પરને સહાયક એ બે શક્તિઓ છે.
બેયનાં સહચારથી સંસારમાં વિજળી પેદા થાય,
બેયનાં યોગથી દુનિયામાં 'જીવ'
મનુષ્ય રૂપે જન્મે
એ 'જીવ' માં 'જીવન' ઉભરાય
તો જ એ જંતુ નહિં પણ મનુષ્યો બને.
તો જ એ પુત્ર પુત્રીઓ ચેતનવંતા સિંહો બને.
તો જ સુંદરીનાં દાંપત્યનું મીઠું ફળ
પાકયું કહેવાય,
તો જ શ્રાવિકાની–દાંપત્યની કળા ખીલી કહેવાય.

*   *

બાળકનું પ્રથમ દેવમંદિર

એ માતાનું–સુંદરીનું મુખડું છે.
તેથી એ સુંદરીનાં ચહેરા પર જેટલું
ચેતન ઉભરાય,
તેટલુંજ ચેતન તેના પુત્રમાં પ્રેરાશેઃ
ગર્ભાવસ્થામાં માતાનું જેવું માનસ હશે,

તેવું જ માનસ સંતાનોમાં ઉતરશે.
જેવાં પુસ્તકોનું વાંચન કરવા માતા દોડશે
તેવાંજ પુસ્તકો પુત્રોને વાંચવા પ્રેરશે.
આદર્શ ભાવનાઓ, ભાવો ને સુંદર વિચારો
સંસ્કારી મનોદશા ને ચારિત્રનું તેજ
માતામાં જે હશે
તેજ સંતાનોમાં ઉતરશે....
કુવામાં હશે તો જ 'હવાડા'-માં આવશે.
માતાનાં સંસ્કારો જ 'બાળક' માં અવતરે છે.
તેથી 'માતાની' 'રીતભાતો' પરથી જ
બાળકોનું ભાવી 'મનુષ્યત્વ' ઘડાય છેઃ
પ્રચંડ શક્તિઓનાં બી ત્યાંથી જ રોપાય છે.
'નેપોલીયન' ની સૂસવાટા કરતી
પત્થરોને ફોડતી ડુંગરાઓને ડોલાવતી
અને આખા યુરોપને ધ્રૂજાવનારી પ્રખર
'ઇચ્છા શક્તિ'
જન્માવનાર એની માતા—માતા જ છે
સોળ વર્ષની વયે
સારાય ફ્રાંસ દેશની 'કમાન્ડર ઇન ચીફ' બની
દેશનાં—સ્વાતંત્ર્યને માટે વીરતાપૂર્વક લડનાર
'જોન ઓફ આર્ક'

નામની વીર બાળા પાકે, એ તેની માતાનું જ
કૌશલ્ય છે,
તેથી માતા એ જ બાળકનું
પહેલું ને છેલ્લું જ શારદા મંદિર છે.
માતા જ બાળકની વ્હાલી શિક્ષીકા છે.
માતા જ ' ભાવિજીવન ' ની મધુર આશા છે.
રે ! માતા જ દેશનો, વિશ્વનો
ઉદ્ધાર કરાવનારી જીવંત પ્રેરણાશક્તિ છે.
' મનુષ્યત્વ 'નાં પાણી પાનારી એ જ ' શરાણ 'છે

* *

આદર્શ સુંદરી એવી માતા હોય,
સાચી શ્રાવિકા એવી જ માતા હોય,
તે પવિત્ર ને પ્રેરક શક્તિ હોય,
કુમળા હાથે બાળકોના ' બાળતત્વ ' ને ખીલવે
હૈયાના હીરે પ્રજાને ઉછેરે,
જ્ઞાનની ગંગા એની દિવ્ય વાણીમાંથી વહે.
શૌર્યની સરિતાનાં દૂધ ધાવણમાંથી પાય.
પવિત્રતા ને શૌર્યનાં પાન કરાવે.
ત્રાડો મારી ગગનને ગજાવે તેવા
નરસિંહો બનાવે ! બહાદુર કેસરી તે પકાવે !

* *

પુત્રોને કોમલાંગી નહિ, વેવલા નહિં.
નમાલા–નિસ્તેજ અધ્યાત્મિઓ (!) નહિં,
પેટ ઘસી જીવન પુરૂં કરનારા
દ્દીસુખી અણસળાઓ નહિં
કે 'અહિંસા' ની ચાદર નીચે
સુરક્ષિતતા સાધનારા કંગાળો નહિં
પણ પુત્રોનાં તેજસ્વી વજ્રાંગ રચવા
એ આદર્શ સુંદરી 'શ્રાવિકાના' માતૃત્વનો
પહેલો રણકાર.

*　　　*

પગલે પગલે પૃથ્વીને ફોડી શકે,
તેવા બહાદુરો રચવા એ તેનું સુરમ્ય સ્વપ્નું
પુત્રોનાં દેહ અને આત્માને લોખંડી બનાવવા
એ સાચી શ્રાવિકાનો મહાન આદર્શ છે.
અને વીર્યનાં સાગરો પીઈ પીઇને પછી
વીરોચિત 'અહિંસા'ના અમૃત પાય
તે સાચી સુંદરી.

*　　　*

વિષય તૃપ્તિ કરીને પાંચ દશ
    મીયાઉં મીયાઉં જન્માવવા
કે તુચ્છ નાજુક પૂતળાંઓ પેદા કરવાનું
'આદર્શ સુંદરી'ની કલ્પનામાંય ન હોય.
'મનુષ્યત્વ'નું ઘડતર ને 'સ્ત્રીત્વ'નું
    ગૌરવ જાળવવું
આ તેનાં જીવનનું મહા આનંદી કાર્ય હોય,
'સ્ત્રીત્વ'નું ગૌરવ કેમ જળવાય ને
'મનુષ્ય'માં–બાળકમાં કઈ જાતનાં
    સંસ્કારો રેડવા—
સંસ્કારો રેડી રેડીને 'મનુષ્યો' ઘડવાની
'સ્ત્રી સુલભ' કળાને કેમ દીપાવવી
એનાં જ ચિંતનમાં 'સુંદરી'નું દિલ
    'મસ્ત' હોય !
એનાં જ વિચારમાં 'શ્રાવિકા'નું મન
    રમતું હોય !

* *

આદર્શ સુંદરી–શ્રાવિકા

વિશ્વનાં—રાષ્ટ્રનાં સંતાનોને

પુરૂષાર્થનાં પિયુષ પાનારી સાચી નારી છે.
એનાં કોમળ હાથથી ને સુકુમાર હથોડાથી જ
અનેક વજ્ર મૂર્તિઓ–વીર પ્રતિમાઓ ઘડાણી છે:

*     *

**એ** ભલે સ્ત્રી છે, સુકુમાર છે.
પણ કોહીનૂરો ને તેજસ્વી વીરોને પકાવનારી
એજ ખાણ છે.
એનાં અંતરમાં છુપી શક્તિનાં ભંડાર ભર્યા છે.
એ શક્તિનાં તીરેથી જ
અનેકમાં પુરૂષાતન પ્રગટયું છે.
અનેકમાં જ્વલંત પ્રતાપ ઉતર્યા છે:
હજારોને પ્રેરણાઓ મળી છે:
લાખોને ' જીવન 'ની બક્ષીસ થઈ છે.
એ શક્તિ સંચારિણી
શુદ્ધ દિલની મધુર માતા તે જ
' આદર્શ સુંદરી ' છે.
' મનુષ્યત્વ 'ના વિધાનની એ મીઠી માલણ છે.

*     *

**આ**દર્શ શ્રાવિકા તન મન ને ધનથી
પુત્ર પુત્રીઓને કેળવે, દિવ્ય સંસ્કારથી ઓપે,

પુત્ર ને પુત્રી: બન્નેને સમાન કક્ષાએ સ્થાપે,
બન્નેમાં 'સમાન ભાવ'નું આરોપણ કરે,
બન્નેમાં 'ભ્રાતૃ વાત્સલ્ય' જગાવે,
તેમનાં જ્ઞાન ને બુદ્ધિ વિકસાવવા
રાત દિનનાં ઉજાગરાઓ સેવે:
શરીરમાં વિશેષ શક્તિ ને ચૈતન્ય પ્રગટાવવા
બની શકે તેટલો સક્રિય ભોગ આપે,
પુત્રને શક્તિ અને શૌર્યનાં પાઠો આપે,
તેના માનસમાં સ્વાતંત્ર્યનાં બીયાંઓ રોપે,
સ્વાતંત્ર્યની જંખનાઓ જગાડે,
સબળાઓનો સાથ કરતાં શીખે,
અબળાઓને બળ ધીરવા પ્રેરે,
પોતાનાં પગ ઉપર ઉભા રહેતાં શીખવી
જગતમાં જ્યાં જ્યાં અન્યાય ને અવ્યવસ્થા
પાખંડ ને પાપોનાં પૂંજ જામ્યા હોય
તેની સામે 'ઝૂઝવા'–લડવાની કવાયત આપે!
મરણનાં ભોગે 'ન્યાય'ની સ્થાપના કરવા પ્રેરે,
અને ગુલામીયત સામે ગર્જના કરતાં કરતાં
ગુલામીયતનાં પાયાઓ ખોદવાનું પઢાવે,
એ જ આદર્શ સુંદરી: માતા: સાચી શ્રાવિકા.

*   *

પુત્રીને એ માતા.
પ્રેમનાં–સ્નેહનાં–પવિત્રતાનાં પીણાં પાય.
શાણપણ ને ચાતુર્યની શિખામણો આપે.
શીલ ને સંયમનું ગૌરવ સમજાવે,
પુરૂષોને પ્રેરણા પાવાની કળા શીખવે.
ધીરજ ને સહનશીલતાનો રસ રેડી,
અન્યાય સામે ઉગ્રતા દર્શાવવાનું સમજાવી
તેનામાં પ્રચંડ આશાવાદ પ્રેરે.

ગૃહ વ્યવહારનાં કામકાજમાં કેળવે !
ભોજન ને પાણી તેનાં હાથથી તૈયાર કરાવે,
એના જીવનમાં સાચો ‘ જીવ ’ મૂકી
રસ, કળા, ને ચેતનનાં છાંટણા છાંટી
પોતાનાં આત્માનું બધુંય અમૃત
પુત્રીમાં સિંચે તેજ આદર્શ સુંદરી ! શ્રાવિકા !

* *

**આ**દર્શ સુંદરી ! સાચી શ્રાવિકા
સુંવાળા, કુમળા, બાળકોને સુંદર રીતે કેળવે,
હળવા હાથે બાળકના જીવન ઘડે,
કોમળતાપૂર્વક તેમાં નવનવાં રંગો પૂરે

ભૂખી રહીને બાળકોને પોષે
દુઃખ વેઠીને સંતાનોને જ્ઞાનસમૃદ્ધ બનાવેઃ
સાત્વિક રહી બાળકને 'ચારિત્ર' થી ચમકાવે
બાળકને તેની પાસેથી ખસવાનું મન ન થાય,
એટલું વાત્સલ્ય એના અંતરે ઉભરાતું હોય
એવા સ્નેહથી બાળકની જે સાચી શિક્ષિકા બને,
'પુત્રપુત્રી' ની સર્વ શક્તિઓ પૂર્ણપણે ખીલે,
એજ જેના માતૃત્વની મહા આશા હોય.
પુત્રપુત્રીઓને સુંદર સંસ્કારવંતા, સદાચારી,
બનાવવા એજ જેનાં માતૃત્વનાં અભિલાષ હોયઃ
તે જ આદર્શ સુંદરીઃ એ જ સાચી માતા !

*   *

**આ**દર્શ શ્રાવિકાનું
સાચું નૂર ને હીર
તેનાં સંતાનોમાં ઉતરે જ.
તેનાં જીવનનું સમસ્ત તેજ
પુત્રપુત્રીઓમાં સોળે કળાએ તપી રહે,
એ જ હોય તેનું સાચું માતૃત્વ !

*   *

**એ** સુંદરીઃ આદર્શ શ્રાવિકા

શીલ ને સૌભાગ્યની તેજસ્વી પ્રતિમા છે,
શક્તિ ને સાહસમાં ધકેલનારી એ મુંગી
ગજલ છે.

એનો આત્મા ભાવનાશાળી
એનું જીવન ભાવનાશાળી
એનું માતૃત્વ ભાવના મહોરતો આંબો છે,
એનું 'સ્ત્રીત્વ' 'ભાવના ફળ' પકાવનારી
વેલ છે.

* *

**સું**દરીનું-આદર્શ શ્રાવિકાનું
જીવન એ મીઠી વીરડી જેવું છે.
પ્રતિપળે નવીનતાના મધુર નીર વહાવવા,
એ તેની સુંદર પ્રકૃતિ છે.
મંગળ સ્મિતથી એ સૌને નમાવે,
મૃદુ હલકે 'મનુષ્યો' નાં જીવનને જગાડે,
અંધકારમાંથી પ્રકાશમાં લઇ જાય,
નિદ્રામાંથી જગાડી ચેતનમાં દોરી જાય,

એ અબળા નહિં પણ સદાય '**સબળા**'હોય,
સ + બળા જે અનંત શક્તિવતી હોય,
કસાયલા બદનની ને

મજબૂત મનની એ સ્ત્રી હોય,
તંદુરસ્ત–વિશેષ તંદુરસ્ત શરીર નિત્ય બનાવી
તેમાં આત્મ સૌંદર્યની શીતળતાને જાળવે
સ્ત્રી સુલભ કસરતથી સૌંદર્યને ખીલવે
આત્માનાં સૌંદર્યને તત્ત્વ ચિંતનરૂપી માનસિક
વ્યાયામથી વિકસાવે

ને દેહ સૌંદર્યને 'ગૃહવ્યાયામ'થી ખીલાવે !
સુંદરી માને કે ખરૂં સૌંદર્ય અંદરનું-ભીતરનું છે,
બહારનું નહિં, ટાપટીપમાં નહિં
કેળવાયલા મગજ ને સંસ્કારી હૃદયમાંથી જ–
કસાયલા બદન ને નિરોગી મગજમાંથી જ–
ચહેરાપર સૌંદર્યનો પ્રકાશ ઝળહળે છે.
સુંદરી એવા સૌંદર્યનેજ જંખે છે.

* *

**આ**દર્શ શ્રાવિકા–
સુંદરી પવિત્ર સૌંદર્યની સાથે 'બળ'ને હાથ ધરે

એનું શીયળ લૂંટાતા
બ્રહ્માંડનાં પાયાઓ ડગમગે,
શ્રાવિકાનાં કરનાં કંકણો
અનેક કામીઓના કાળજાં કંપાવે,
એનાં હાથની ચૂડીઓ
અનેક વિષયી મર્દોનાં માથાં રંગી શકે,
પોતાના ‘ સ્રીત્વ ’ ના અપમાનમાં
ચક્રવર્તિનાંય એ તાજ ડોલાવી શકે.
ઇંદ્રોનાં ઇંદ્રાસનો ડોલાવવાની શક્તિ–
તેનાં, ‘ સતીત્વ ’ ની ખુમારી–આંખોમાં
બેઠી હોય.

સામ્રાજ્યોને ધ્રૂજાવવાની તાકાદ
એ સુંદરીનાં એક આંસુમાંય ભરી હોય !
સુંદરીમાં કોઇ કોઇ વાર પ્રગટતા શૌર્ય આગળ
મહાપુરૂષોનેય પોંચા કરડવા પડે છે ! ! !

* *

જેની વેણી છૂટતાં મહાભારતો રચાય,
ને ચીર ઉતારતાં કુરૂક્ષેત્રોનાં ઘમસાણ મચેઃ
એ ‘ સ્રીત્વ ’ નાં ગૌરવથી ગાજતી
ને જીવનનાં નૂરથી જીવતી તેજ આદર્શ સુંદરી !

* *

એ બળવાન સાચી શ્રાવિકાની ચક્ષુમાં
'સતીત્વ' ની જ્વલંત રોશની છે.
'શીલમંત્ર' તેના આત્માપર કોતરાયલો છે!
નીતિબળ તેનાં પગલે પગલામાં છે:
નયનબાણો, પાખંડીના પાખંડને છેદી
પાખંડીની 'પુણ્ય મૂર્તિઓ' સરજે છે.
પાશવીજનોને ય પ્રભુપંથે પ્રેરે છે.
એ રાજેમતીઓ અનેક ડગમગતા રહ-
નેમીઓને સુમાર્ગે મોક્ષપંથે પ્રેરે છે.
ને સમસ્ત સંસારનાં આણુએ આણુંમાં
નિર્મળી છાંટી સંસારને નિર્મળો બનાવે છે.

* *

સુંદરીનું જીવન માત્ર હોય
પવિત્રતા ભરી આનંદ લીલા,
તેનું જીવન માત્ર છે ચેતનના ફુવારા!
સંયમ ને રસનાં ઝરણાંઓ ઝરતાં હોય
પ્રભૂતાનાં ત્યાંથી સંભળાય છે ભણકારા!

* *

ગમે તેવી વિષમ સ્થિતિમાંય
આદર્શ સુંદરી–શ્રાવિકા આશાવાદને હારતી
    નહિં
એના અંતરમાંથી ' આસ્થા ' ઓસરતી નથી.
એ સુખ દુઃખમાં સમતોલતા કેળવે,
સુખમાં રાચે નહિ દુઃખથી ડરે નહિં
સુખને સેવી સુખનો બીજાને ભાગ આપે,
દુઃખને સહી બીજાનો ભાર ઉતારે !
દુઃખને સુખ રૂપ બનાવી સુખનાં સૌને
    ભાગીયાં બનાવે,
તેજ આદર્શ સુંદરી–સાચી શ્રાવિકા છે !

* *

આદર્શ શ્રાવિકા–એ વીરાંગના
' ભય ' શબ્દને ય ઓળખતી નથી
પૃથ્વીનાં પ્રારબ્ધ ઘડનારી એ માતા
' ભય 'ને ઓળખે જ શાની !
એનાં અંતરના આરે આરે
' નિર્ભયતા ' નિર્ભયતાની ઘેરી છાંયડી છે !

એની સાડીનાં તાંતણે તાંતણે
સત્ય ને શીયળત્વનો તાણોવાણો છે.
સાડીની કિનારે કિનારે
'શીલ'ને સ્પર્શવા આવનાર દુર્જનોને
હઝાડી મારનારી પ્રચંડ અગ્નિની છાપ છે.
એના 'સ્ત્રીત્વ'નું અપમાન કરનારને
બાળીને ભસ્મ કરનારો અપ્રગટ
જ્વાલામુખીનો 'લાવા' તેનાં આત્મામાં
ભર્યો છે !

* *

એના જીગરમાં કોમળતા, આર્દ્રતા, લાગણી,
ને વીરતા છે.
નિષ્કલંક યશસ્વી જીવન જીવવાની તમન્ના છે,
પ્રકૃતિમાં અનંત યૌવનનો ઝબકાર છે ને
પુનરૂત્થાનની પ્રેરણાનો સંદેશ ત્યાંથી સાંપડે છે,
તે સુંદરી આદર્શ શ્રાવિકાની
'શિયળ ને ચારિત્ર્ય' એ ખાસ મિલ્કત છે,
'સેવા' એ તેનો શ્વાસ હોય,

'પ્રેમ ને ત્યાગ' એ તેની સહચારીણીઓ હોય,
'સ્વાર્પણ'નું ઉન્હું ઉન્હું લોહી તેનામાં
ફફલતું હોય,
ને પ્રેમની ઠંડી લહરીઓ અંતરમાં ઊઠતી હોય
તે શુદ્ધ પ્રેમનાં વાયરામાં વિચરતાં વિચરતાં
'અર્પણ'નો–ભોગનો મહિમા ભણી
અર્પણની અલૌકિક મીઠાશ એ ચાખે !
જીવનમાં કળાનું વિવિધ કોતર કામ કરી
આત્મામાં દિવ્ય લાવણ્યને પ્રતિપળ રેડે !
તે જ સાચી સુંદરીઃ આદર્શ શ્રાવિકા છેઃ

* *

સુંદરીની માનસવાડી સદાય વસંત જેવીઃ
તપેલાને છાંયડી આપે,
બળેલાને શીતળતા આપે,
પ્રેમ તરસ્યા સંસારને પ્રેમનાં પાન કરાવે,
ને પવિત્રતાનાં દર્શનથી
માનવ સમૂહને પવિત્રતાની મહા પ્યાસ જગાવે,
થાકેલા પ્રવાસીને આરામ આપી સાચો
માર્ગ બતાવે,

ને સૃષ્ટિમાં સુખ ને શાંતિનાં
માનવતા ને પવિત્રતાના પાયાઓ
ધરબવા જે મુંગી મુંગી પ્રેરણા કરે
તે આદર્શ શ્રાવિકા !

* *

ગુલાબી યૌવનથી ભરેલા તેનાં
ચમકતાં ચહેરાં પર પ્રભુનો ઠંડો સ્પર્શ જોઈ
તેની પાસે શયતાન આવતાં થથરે !
પવિત્રતાનું મૂર્તિમંત રમણીયત્વ
તેની કલ્યાણ મુદ્રા પર પથરાયું હોય
જે જોઇને સડતાં ' પશુઓ 'ય સુધરે !
દેવ મંદિરના ધૂપદાનની સુગંધી જેવો
સુંદરીનો મીઠો સ્વભાવ
સંસારમાં સર્વત્ર સૌરભ પ્રસરાવે
તેનો સુંદર ને સુંવાળો સ્વભાવ
સર્વત્ર સુધા છોળો ઉછાળે
ને ચંદન ઘોઘ જેમ સૃષ્ટિને તે
ચંદનની સુગંધથી ખૂબ સભર બનાવે
તે સાચી શ્રાવિકા: આદર્શ સુંદરી !

* *

ધૂપદાનીની સુગંધી દૂરથી જ લેવાય
સ્પર્શવા જઈએ તો દાઝી મરાય !

* ૭

સુંદરી એ સ્પર્શવા જેવી વસ્તુ નથી.

દૂરથી જ એની સુગંધી પમાય.
નિર્દોષ રહીને જ શ્રાવિકાની સુંદરતા પીવાય.
'વાસના ત્યાગી' થીજ તેની પવિત્રતા
 સમજી શકાય.

* *

આદર્શ શ્રાવિકા

ગાય ત્યારે સ્વર્ગને અહીં ઉતારે,
તેનાં મધુર કંઠમાંથી મધુરતાની ગંગા વહે.
એક એક શબ્દ શ્રોતાનાં હૃદય નાદને હલાવે,
અકેક લયની લહરી સાંભળનારમાં શુદ્ધિની
 ઝણુઝણાટી લાવે,

એ ગાય ત્યારે વસંતની કોકીલા યાદ આવે,
હૃદયમાં રસ ને પવિત્રતાનું સિંચન કરે,
અંતરમાં પોઢેલાં દેવને કળાથી જગાડે,
'દેવ' ને દેવત્વ ! ફોરવવાને પ્રેરણા કરે !

* *

સૃષ્ટિનું સમસ્ત શબ્દ માધુર્યનું ઝરણું

સુંદરીનાં કંઠમાં ભર્યું હોય,
સૃષ્ટિનાં સૂતેલા ચેતનને જગાડનારૂં
તત્ત્વ તેનાં અવાજમાં ઉભરાતું હોય:
એના લલકારમાં નિર્દોષતાનું તાન હોય,
ને સ્ત્રી સહજ કોમળતાનાં મેઘ વરસતા દેખાય
એ શ્રાવિકાનાં કંઠમાંથી–
એનાં દેહ મંદિરમાંથી આત્મ દેવનો રણકાર
   નીકળે
આત્મ દેવની સુવાસના, શબ્દો દ્વારા નીતરે
ને 'સ્ત્રીત્વ'નાં ગૌરવની
પુનઃ પ્રતિષ્ઠા કરવાનાં ચોઘડીયાં વાગતાં
   સંભળાય !

* *

આદર્શ સુંદરી, શ્રાવિકાનાં શબ્દો એ
   શબ્દો નહિં
પણ કાવ્યમય લાગણીનો પ્રવાહ છે
પ્રેમ ને માધુર્ય પવિત્રતા ને સ્ત્રીત્વની

એ વહેતી ગંગા છે.
એનાં પ્રેમની ધુન આકાશ ને પાતાળ સુધી ફેલાય
માધુર્યનાં મોજાંઓ જમીન આસમાનને એક કરે,
પવિત્રતાનાં ફૂવારા ને
સ્ત્રીત્વની રોશની ચોમેર ફળદ્રુપતા સંચરાવે
ને સુશીલતા અને કળાની પીંછીથી
જગતનાં જીવન પર રંગીલું ચિત્રામણ કરે,
તે સુંદરી !

* *

સુંદરીનાં સ્નેહને કોઈ દેશ કાળનાં બંધન નથી.
સુંદરીનાં ચારિત્રને કોઈ નમાવી શકતું નથી.

* *

સંસારની એ માધુરી! સુંદરી! શ્રાવિકા
રસ પ્રભુતામાં તેનું નિત્ય 'રમણ' હોય.
સ્નેહ સરિતાને કાંઠે એ સંસાર યોગીનીના
'દાંપત્ય'ની ઝુંપડી બંધાઈ હોય
વહેતાં નીર પીઈ સરિતા સમા નિર્મળ બને:
સંતોષનાં સમુદ્રમાં સદાય ખેલતા રહી

તૃષ્ણાનાં હૈત્યોને હાંકી મૂકે,
પ્રકૃતિ સાથે અવિરત જંગ ખેલીને,
પ્રકૃતિને પોતાની કરે—જીતી લ્યે !
આપત્તિઓ કે અંતરાયોને હસતા વદને ભેટે !
ને આશાનો વાવટો ફરકાવતાં ફરકાવતાં
વિચારમાં ને જીવનમાં 'કર્મણ્યતા' ને ઉતારે
તે આદર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા !

* *

સંસારમાંથી દુઃખનાં બાવળીયાં કાપી
સુખનાં ગુલાબો રોપવાજ
સુંદરીઓ જગતમાં જન્મી છેઃ
કલેશ કંકાસની કરૂણાને હાંકી
નિર્મળ હાસ્ય ને પવિત્રતાની સરિતાઓ
વહાવવાજ શ્રાવિકાઓ સંસારમાં ઉતરી છેઃ

* *

ઓ સુંદરી ! પ્રત્યેક સુંદરીને પ્રશ્ન છે
સંસારમાં તું કેટલાં કેટલાં સુંદર બાગો સરજીશ ?
શ્રાવિકા ! પ્રશ્નનો જવાબ અંતરને આપજે !

આદર્શ શ્રાવિકા–સુંદરી
એ પ્રત્યેક યુગમાં નવ યુગની
નવી અદ્દભૂત સ્ત્રી બને,
નવા જમાનામાં પોતાનું ' નવજીવન ' ઘડે.
એની પ્રત્યેક પ્રવૃતિ પાછળ
નૂતન સ્વપ્ન દર્શનનું પ્રેરણા બળ હોય,
એનાં દરેક વિચારો પાછળ
ચાલુ વાયરાનો અભ્યાસ હોય,
નૂતન કલ્યાણ સૃષ્ટિ સરજવાનો
એ પરિશ્રમ કરે.
માનવ સમાજને જીંદગીનો આદર્શ આપવા
એ છૂટથી પોતાની શક્તિઓ ખરચે,
કોઇની ખાતર ગુલામી જીવન જીવવા માટે
પોતાની સ્વાધીનતા, સુંદરી ન ખૂએ,
પોતાનાં નિર્મળ સ્વાતંત્ર્યની આડે આવનારને
એ માનવ વિકાસનો વિરોધક માને !
ખોટી વિચાર–સરણી, ખોટી માન મોટાઈ કે
કુરૂઢીઓને ખોટી ઘરેડની ગુલામી સુંદરી
ન જ સેવે.
આત્મ ઘાતક રીત રિવાજો ને ખોટી માન્યતામાં

પોતાના આત્મ સૌંદર્યને શ્રાવિકા ન ચીમળાવે
મૃત્યુ–' રૂદન 'નાં છાજીયાનાં કૌશલ્યને
દૂર કરે !
રોવાનુ ' પાપ ' એ હરગિજ ન સેવે,
સુંદરી તો પોતાનાં જીવનમાંથી–
જીવનની સુંદર સ્વતંત્ર લીંટીઓ દોરી આનંદથી
અદ્‌ભૂત નિર્દોષ મોહિની પ્રસારતાં જીવે ને ખીલેઃ

* *

**આ**દર્શ સુંદરીનાં–શ્રાવિકાનાં હાથમાં

નિર્મળ કર્તવ્યની ચાતુરી હોય,
એની જીભમાં મીઠાશ ને વાણી સંયમ હોય,
' વસ્તુ ' નો વિવેક કરવાની તેના અંતરમાં
કળા છે.
' વિચાર શક્તિ, ' ત્હેની બુદ્ધિને હરનિશ
ચમકાવે છે.
એનાં દ્રષ્ટિપંથે સદાય કલ્યાણ માર્ગો તરવરે છે.
મગજમાં ઓજસ્વી કલ્પનાનાં ભર્યા ભંડાર
પડયા છે.

* *

દિવ્ય આત્મ સૌંદર્યનાં ધ્વજ,
આદર્શ સુંદરીનાં જીવન વ્યવહાર–ગઢ પર
ફરકતાં હોય.
સાત્વિક સંપત્તિની ચક્રવર્તિની બની સંસારમાં
સાત્વિકતાની લ્હાણીઓ શ્રાવિકા કરતી હોય,
અમૃતનાં અભિષેક કરતું હોય તેનું મીઠું હાસ્ય
ઉચ્ચ ભાવનાથી ચેતનની સીડીએ એ ચઢતી હોય
ચતુરાઈનાં સઢ તેની સંસાર નૌકા પર ફરફરે
સંયમનાં સુકાનથી એ સુંદરી આગળ
ધપતી હોય !
શ્રાવિકા દિવ્યતાનાં ધામમાં દોડતી હોય !

* *

જીવન આપનાર માટે સુંદરી જીવન હોમે,
જીવન સહચારી માટે શ્રાવિકા જીવન સમર્પે !
એનાં પ્રેમમાં વિકારનો સ્પર્શ નહિં,
કે મોહની ગંધ નથી,
પણ વિકારનો સ્પર્શ થતાં પહેલાં
મૃત્યુને સત્કારવાનું મહાન બળ ઉછળે છે.

* *

પ્રિયતમની વફાદાર સ્ત્રી તેજ આદર્શ શ્રાવિકા છે,
ને પ્રિયતમને વફાદાર બનાવે તે જ.
સાચી સુંદરી છે.

* *

સુંદરીની આત્મન્ કુંજમાંથી છૂટતી સૌરભ
પુરૂષની પ્રકૃતિ પર ચડેલા ઝેરને ઉતારે,
હૈયાને હળવા, રસાલ બનાવે !
ત્હેનાં વ્યર્થ જુસ્સાને શાંત કરે,
શબ્દોથી પ્રોત્સાહનનું નવજીવન પાય,
સાદા સ્વચ્છ જીવનમાં સંતુષ્ટ રહીને–
પુરૂષને ય તેમાં વસાવી સંતોષનાં અમૃત પાઈ
ગૃહને સોહાવતી તે સાચી ગૃહીણી બને.
ભર્તાનું બહુમાન સાચવતાં સાચવતાં
'મહા દેવી'નું પદ પોતે પામે તે સુંદરીઃ
તે જ સાચી શ્રાવિકા છે !

* *

પુરૂષ ને સ્ત્રી એક બીજાને સાચવે.
પુરૂષ સરદાર ન બને, સ્ત્રી સેવિકા નહિં,
પણ બન્ને સાચા મિત્રો બને !
એક બીજાનાં ધર્મ, શરીર, ને નીતિની રક્ષા કરે
ને એક બીજાનાં સંસ્કારો
પ્રફૂલ્લતાથી, ખીલવે તે આદર્શ દાંપત્ય !

* *

સુંદરીને-શ્રાવિકાને પોતાની જવાબદારીનું
ભાન હોય,
ગૃહવ્યવસ્થાનું સંપૂર્ણ જ્ઞાન હોય,
એક બીજાઓની પવિત્ર વાંછનાઓ ને
શક્તિને પારખે,
પરસ્પરની આશા ને ભાવનામાં ભાગ લ્યે,
તે આદર્શ સુંદરી: તે આદર્શ પત્ની.

* *

સાચી સુંદરી દિલ ખુલ્લું રાખી
સર્વદેશીય જીવન જીવવામાં લ્હેજત માને:
પ્રતિપળે વધારે ને વધારે સંસ્કારી બને:
વ્હેમમાંથી વિજ્ઞાનમાં પ્રવેશે:
અગમચેતી ને વ્યવહારિકતાને જીવનમાં
જાગૃત રાખે,
ચાતુરીથી ભલભલા ચાણક્યોને પાણી ભરાવે
અને મહાન્ આદર્શો રચી.
તેને પાર પાડવાનું બળ કેળવે;
પોતાનાં માનસિક વાતાવરણનાં
બધાંય ફેરફારોની પ્રમાણિક નોંધ એ રાખે.

ચિત્તપર સંપૂર્ણ કાબુ ધરાવી
ઇચ્છાઓ પર ' આધિપત્ય ' જમાવે અને
લાલસાઓને ભસ્મ કરવાની અગ્નિ જલતી રાખે
તે જ આદર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા છે.

* *

**આ**દર્શ શ્રાવિકાઃ
જ્ઞાન, ધ્યાન, ને અભ્યાસની સંપૂર્ણ તપશ્ચર્યા કરે,
મનમાં શાંતિનું સામ્રાજ્ય સ્થાપે,
હાથમાં કર્તવ્યની ઉગ્રતા ધારે,
દિલમાં આદર્શોનો આતશ પ્રગટાવે,
વિવેકપૂર્વક જીવનવ્યવહાર ચલાવે.
થોડું પરંતુ વિચારપૂર્વક બોલવાની ટેવ રાખી
સૌનું ' કલ્યાણ ' ચાહવું ને કરવું એ તેનો
પરોપકાર હોય.

* *

**અ**જ્ઞાનીને જ્ઞાન તરફ દોરવા
એ શ્રાવિકાનાં પરોપકારનો પહેલો પાઠ છે.
ખાવા પીવા માટે ' જીવન ' નહિં
પણ ' જીવન ' માટે ' ખાવા પીવા ' નું તે
સમજે છે.

પૈસાને માટે જીવન નહિં પણ
જીવન માટે ' પૈસો ' માને છે.
આત્માનાં ગુણોનો એ સદાય વિચાર કરે છે,
ભીતરનાં ચેતનની શક્તિઓ સ્ફુરાવે છે
અને સર્વ જીવોને ' आत्मवत् सर्व भूतेषु '
પોતાની સમાન ગણે છેઃ તે સાચી શ્રાવિકા છે.

*  *

આદર્શ સુંદરી લોભ કે સ્વાર્થને વિસારે,
દાન ને પરમાર્થને પ્રતિદિન વિકસાવે,
શ્રદ્ધા ને વિવેકથી દરેક વસ્તુનાં માપ કરે
અને પોતાનાં આત્માની
અનંત શક્તિપર સંસારમાં સંગ્રામ ખેલે !
મનનાં વ્યાપારને ક્ષણે ક્ષણે પવિત્રતાનાં રંગ દે
ચિત્તની તરંગોને શાંતિનો પાઠ આપે.
વાણી, વિચાર ને વર્તનમાં
સ્ત્રીત્વને ગૌરવ મળે તેવી તેજસ્વીતા ને
મધુરતા સેવે,
સ્વચ્છતા ને પવિત્રતાનાં રંગો ઉતારે,
' જ્ઞાનગુરૂ 'ની ઉપાસના કરે !

દર્શનદેવની આરાધના કરે !
ને 'ચારિત્રધર્મ'નું પાલન કરે !
'વિદ્યા' નામનાં કલ્પવૃક્ષનાં છાંયડે બેસે
અને પોતાનું ને પરનું હિત નિરખવા
તેનાં બાહ્ય ને આંતર ચક્ષુ બહુજ
સૂક્ષ્મદર્શી બને.
અને દરેક સ્ત્રી મગજમાં સ્વાતંત્ર્યનાં
બીયાં રોપે !
સ્ત્રીઓનાં મનમાં નવનવીન ઉન્નત અભિલા-
ષાઓ ઉત્પન્ન કરે,
પુરૂષનો રાજસિક સ્વભાવ
એની મૈત્રીથી મીઠો, સાત્વિક બને,
ઉંચા નીચાના ભેદ ટાળી
પુરૂષો સાથે 'સમાનપણું' એ ચાહે !
પોતે ન સમજે ત્યાં
આવડતનો મિથ્યા દંભ સુંદરી ન કરે !
ને 'મ્હારૂં' તેજ 'સારૂં' ભૂલી
'સારૂં' તેજ 'મ્હારૂં' ગણવાનું ગૌરવ મેળવે
તે જ આદર્શ સુંદરી: સાચી શ્રાવિકા છે.

* *

**મ**નનાં વિચારો ને ભાવનાઓને જ
ધર્મ કર્મનાં બીયાં માની
વિચારોને વિશુદ્ધ રાખવા સદાય
એ સાત્વિક ને નિર્દોષ આહાર કરે છે.
રાજસી ને તામસી સ્વભાવ જન્માવનાર
તામસીક ભોજન નહિં પણ
બળ, બુદ્ધિ ને સાત્વિકતાવર્ધક
નિર્દોષ, સાત્વિક એ ભોજન કરે,
ચિત્ત શુદ્ધિ વિના જ્ઞાન નથી,
તેથી ચિત્તને શુદ્ધ રાખવા એ કાળજી રાખે છે.
અને વાસના ત્યાગમાં જ સાચી મુક્તિ માની
જીવનની રહી સહી વાસનાઓને ક્રમશઃ
ઓછી કરે છે.
તે સાચી **સુંદરીઃ** આદર્શ શ્રાવિકાઃ

* *

**શ્રા**વિકા એ કોઇ
એક દેશ, સમાજ કે કાળની સ્ત્રી નથી,
એ તો સદાય અવનવીન છે.
સર્વ પ્રદેશની એ રાણી છે.

સર્વે સમાજમાં એનો અવતાર છે.
એનો ઝબકાર બધાંને આંજે
પણ કોઈથી એ અંજાતી નથી.
જગતને સ્પર્શ કરે છે
છતાં તે અંતરથી, સૌથી અસ્પર્શ રહે છે.
એ બધાને ભેદે છે, કોઈથી ભેદાતી નથી.
કમળ સમી કોમળ છતાં વજ્રથીય હણાતી નથી.
જીવનમાં લજ્જાનાં ધામ હોય છતાં
કોઈથી ડરી જાય તેવી તે પોચી નથી
એનાં સહવાસથી મનુષ્ય સુસંસ્કૃત, સુશીલ
ને ઉન્નત બને છે.
શુદ્ધ ને પવિત્ર મનોદશાને સૌ પાવન કરે છે.
એ બોલે ત્યારે મનુષ્યોમાં
ચેતન ને ઉત્સાહ રેડાય છે,
એ મૌન હોય ત્યારે પણ
તેના સૌમ્ય ક્રાન્તિવાન ચહેરામાંથી
ચેતનનાં ચમકારા—ચેતનનાં સંદેશ સંભળાય છે.

* *

**સું**દરીનું નિર્મળ ચારિત્ર
એ જ સુંદરીનું સાચું જીવન છે.

શ્રાવિકાની નિર્દોષ મનોદશા
એ જ શ્રાવિકાનો પવિત્ર ઇતિહાસ છે.

*   *

ફૂલની પાંખડીથી યે કોમળાંગી હોય, છતાં
જેનું સ્રીત્વ આગની કારમી જવાળાઓમાં
કંચનવત્ પ્રકાશી રહે,
કસોટીનાં પત્થર પર તેનું 'સુંદરત્વ'
સોએ સો ટચનો રંગ આપે.
જીવનમાં 'સ્રીત્વ' ને પ્રતિક્ષણ ઝબકાવ્યા કરે
કરમાયલા 'સ્રીત્વ' ને નવપલ્લવિત કરવા
જે અહોનિશ ભાવના ભાવે,
કાર્ય પ્રદેશે 'સ્રીત્વ' ને કસીને ઉજવલ બનાવે,
તે જ આદર્શ સુંદરી: સાચી શ્રાવિકા.

*   *

**સં**પૂર્ણ ઇચ્છાશક્તિ (Will) પૂર્વક
'સતીત્વ' નાં અંચલા ઓઢવાથી
અગ્નિ તેને–સુંદરીને પ્રજાળી શકતો નથી.
લાલચો તેને લલચાવી શકતી નથી,
દારૂણ દુ:ખનાં દાહ તેને પીગાલી શકતા નથી.

વિકારો તેને સતાવી શકતાં નથી.
એ તો સદાય શીલનાં ગઢમાં સુરક્ષિત હોય
આર્યત્વની ઉજ્વળ પ્રતિમા સમી એ સ્ત્રી
નારી જગતની ઝઝમઘતી રસ જ્યોત છે,
સદાય જલ્યા કરે-કદીય બૂઝાય નહિં-એવી
તેનાં અંતરમાં શુદ્ધ પ્રેમની દિવ્ય જ્યોત છે.
એ જ્યોતે જ્યોતે
જગતને અજવાળતી એ વિચરે,
શીલનાં તેજે તેજે
પોતાનો માર્ગ કાપતી આગળ ધપે
તે જ આદર્શ શ્રાવિકા: સાચી સુંદરી.

* *

એનો પ્રેમ-સ્નેહયોગ હિમાલયજેવો અચળ
ને તેનું સતીત્વ ધરતી જેટલું નિશ્ચળ હોય
સુંદરીની ચક્ષુનાં તેજ વજ્રથી ય વિશેષ
શક્તિવંતા હોય.
ને 'રોષ'નાં એક જ સુસવાટે તેનામાં
પૃથ્વીને 'ખેદાન મેદાન' કરવાનો તાપ હોય.

* *

ગરીબાઈથી શ્રાવિકા શરમાય નહિં
કે ગૌરવ વેચી પૈસાદાર થવા
સુંદરીનું મન હરગિજ લલચાય નહિં,
તેની ગરીબાઇમાં ભરપૂર ગૌરવ હોય.
તેમાંથી ગૃહીણી કળા ખીલવવાનાં પ્રસંગો
શોધતી હોય,
તેની 'સાહેબી' માંય નિર્મળતા હોય
નિર્મળ જીવનપર નમ્રતાનો ઓપ હોય
ગરીબીનાં દુઃખો સમજવાનું હૈયું હોય
ને પોતાના સુખોમાંથી
બીજાને હિસ્સો આપવાની મનોદશા હોય
તે જ આજર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા

* *

શ્રીમંત છતાં ધરતીથી ઉંચા જેના પગ નથી
ગરીબ છતાં ગૌરવ છોડી ક્યાંઇ 'યાચના'
કરતી નથી.
ધનનો મદ નથી, ને જેના અંતરમાં પોતાની
ગરીબાઈનાં આંસુ નથી.
તે જ આદર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા.

* *

આદર્શ શ્રાવિકા દયાની દેવી હોય
અનુકંપા એના અંતરમાં છલોછલ ભરી હોય
જગતનાં દુઃખી જનોને જોઈ એ પીગળતી હોય
અંદરની આર્દ્રતા તેને 'દાન' તરફ દોરતી હોય
એ દાન કરે દયાપાત્રોને—

દયાપાત્રોનેય ' દાને શ્રી ' બનાવવા:
રોટલાના ટુકડાઓ નાખી નાખીને
સદાય કંગાળ સ્થિતીમાં
દયાપાત્રોને ' ઠીંગુજી ' રાખવા તે નજ ચાહે
દયાપાત્રોને સદાય ' પારકી ' દયાપર
જીવવાની સ્થિતિમાં રાખવાનું ' પાપ '
તે ન જ સેવે !

તેથી સુંદરીની દયા, દયાપાત્રને આગળ ધપાવે
ઉન્નતિનાં માર્ગ પર વાળે
તેને યોગ્ય રસ્તાપર દોરી જાય ને
પ્રામાણિક ' જીંદગી 'થી આ જીવિકા
ચલાવવાનું શીખવે !

* *

આદર્શ સુંદરીનાં શબ્દકોષમાં
'નિરાશા' ને સ્થાન નથી
'પાખંડ'નાં પડછાયાનો સ્પર્શ નથી.
'ગુલામ' જીવનની કલ્પનાય નથી
એ તો સદાય આશાભરી સુંદરી
પુણ્ય ને પવિત્રતાનાં પ્રતિબિંબ સમી સુંદરી
સ્વતંત્ર બાગનું ઉડતું પંખી તે શ્રાવિકા !

* *

હિંસા શબ્દનેય તેના
મનોરાજ્યમાંથી દેશવટા મળેલાં હોય
મન, વચન, ને કાયાથી કોઈનેય
દુઃખ ન દેવાનાં હોય તેને 'અભિગ્રહ'
કપટ કે માયા
દગા કે ચૂગલી
અસત્ય ભાષણ કે નિંદાનાં દૈત્યોને
તેનાં આદર્શ જીવને હણ્યા હોય,
પોતાનું ને પરનું ભલું કરવું
એ જ સુંદરીની–શ્રાવિકાની–સુંદર 'ધૂન' હોય

* *

યૌવન સુલભ ઉત્સાહ, જ્વલંત બુદ્ધિબળ,
પ્રખર આશાવાદ, ગગનવિહારીપણું ને
હૃદયની ઋજુતાનાં સુંદરીમાં દર્શન થાય.
આત્મ સૌંદર્યની સ્પર્ધા કરવાની
ઇચ્છા જાગૃત હોય.
ગુણાનુરાગ દૃષ્ટિથી 'ગુણ' જ માત્ર
પી જવાની ગુણવંતી મનોદશા હોય,
ને તેનામાં નીર–ક્ષીર પારખવાનું
હંસનું વિવેકભર્યું જ્ઞાન હોય.
વિષાદની છાયાય શ્રાવિકાને ન સ્પર્શે
તુચ્છતાની ડાકીનીઓ દૂરથી નાસતી ફરે
પામરતા કે માનસિક નિર્બળતાનો
તેનામાં સંપૂર્ણ અભાવ હોય.
નિરાશ 'હૈયાની' એ સુંદરી એક આશા છે.
અંતરનાં અનેક ઉન્નત આદર્શોની ભંડારીણી છે.
મનમાં અનેક ભવ્ય સ્વપ્નાં ભર્યાં છે
ઉત્સાહનો તો એ ઉછળતો મહાસાગર છે
ગગન–વિહાર ઉન્નત માર્ગે વિહાર
એ તેનું સાચુ 'સામાયિક' છે
'સમતા'નાં એરોપ્લેનમાં ઉડ્ડયન

એજ તેનાં 'શ્રાવિકા ધર્મ'નો મહા સિદ્ધાંત છે.

* *

**સા**ચી સુંદરી—શ્રાવિકા

દુન્યવી તુચ્છ ઝગડાથી સદાય દૂર રહે
છતાં અન્યાયની સામે અવિરત જૂઝે
જીવન પરમાર્થને સમજે
જીવનને ક્રિયા માર્ગે પરમાર્થમાં વહેતું રાખે
'પ્રમાદના' પાપને તે પાતાળમાં દાટે
'જડવાદ'ને ઉખેડીને ફેંકી દે
આધ્યાત્મિકતાનાં આભાસ અથવા
પ્રાણઘાતક જડવાદથી સદાય દૂર રહે.
આત્માની 'અનંત શક્તિ'ઓ તે સમજે
એ શક્તિને સ્ફુરાવવા–પ્રગટાવવા મથે
કર્તવ્યની વેદીપર 'હોમાઇ' જવાનું ચાહે
ને 'કલ્યાણ'ની ક્યારીઓમાં
પગલાંઓ પાડતાં પાડતાં જીવે તે સુંદરી
એ જ આદર્શ શ્રાવિકા:

* *

**સું**દરી શાંતિનું સાક્ષાત્ સરોવર છે.

એ ઘડી ઘડીમાં ઉશ્કેરાય નહિં
કે વારંવાર ‘ અશાંતિ ’નાં તાવડે તળાય નહિ
એ તો શાંત-સૌમ્યતાભર્યા ચહેરે શાંત હોય
“ શાંતિ ! શાંતિ ! શાંતિ !
જગતનાં થાકેલાં પ્રવાસીઓ
થાક ઉતારવા અહીં આવજો !
સુંદરીનાં શ્રાવિકાનાં—જીવનતીરે શાંતિ છે
ત્હમને તે પવિત્ર શાંતિનાં જ પાન કરાવશે
ત્હમારા થાક ઉતારશે
સાચી શાંતિ—ચેતન ભરી શાંતિના
સાચા પિપાસુઓજ તેનાં પાન કરશે. ”
આ સુંદરીનો સંદેશ છે
પણ...........પણ !
સુંદરી વિફરે ત્યારે ?
તેનાં ચારિત્ર કે ગૌરવને જોખમાતું બચાવવા
શ્રાવિકા વિફરે ત્યારે ?
ત્યારે એની આંખમાંથી તણખાં ઝરે
બળબળતા અંગારાઓ તેમાંથી છૂટે
પુરૂષનું પૌરષ ઢગલો થાય
ગાત્રો શીથીલ બની જાય,

મર્દો ને ‘ મર્દાનગી ’ છોડી ચાલી જાય,
ચોમેર વિજળી–વિજળી પ્રસરે
એ અગ્નિ અસહ્ય હોય
એનો તાપ જોનારને પ્રજાળતો હોય,
ને સુંદરીનાં ‘ સ્ત્રીત્વ ’ ની
ગૌરવતાથી પ્રતિષ્ઠા કરી,
હસતે વદને પાછો સંકેલાતો હોય
તેથી ઓ માનવીઓ !
સુંદરીને સંતાપશો તો—
સુંદરીના ચારિત્રને સ્પર્શવા જશો તો
ભૂંડે હાલે દાઝી મરશો,
સુંદરીનાં તેજને—ચારિત્રને વિકસાવશો તો
સુંદરીનાં આશીર્વાદ
ત્હમારા ચહેરાપર ‘ જય ’ની જ્યોતિ સ્થાપશે
અંદરનાં આત્માની ક્રાંતિ બહાર ખેંચી લાવશે
હૃદયમાં રમ્ય લહરીઓ પેદા કરશે,
ને જીવનમાં રસઝાંઝરીનાં ઝણકાર થશે !

* *

સુંદરીનાં સત્કારમાંજ

સૃષ્ટિનાં સૌભાગ્ય જળ ઉભરાતાં હોય
શ્રાવિકાનાં ગૌરવ વિકાસમાં જ
દોજખની 'સાચી દુનિયા' બનતી હોય !

* *

સુંદરીની આંતર-શાંતિય એવી પ્રબળ હોય
કે મનુષ્યોના અહમ્ ગળી જાય
સુંદરીનો તાપ એટલો સખ્ત હોય કે
પાખંડીઓનાં પુદ્ગલો ય પીગલી જાય !
એના તાપની જ્વાલા દીશાઓને ડોલાવે,
એની શાંતિનાં હીમ ગમે તેને ઠારે.

* *

સુંદરીનાં ઉચ્ચારણો
મધુરપની મૂર્છા પાય.
જગતનાં ક્લેશ કંકાશને હટાવી તે
માધુર્યની ગેબી પાંખ પર ઉડાડતાં હોય !

* *

એ જ સાચી સુંદરી-શ્રાવિકા છે કે
જેનું વ્યોમ જેટલું વિશાળ હૃદય હોય,
'સર્વ કલ્યાણ' ચાહતી તેની ચક્ષુઓ હોય,

'સ્ત્રી ભાવ' નાં ગૌરવથી તે છલબલાતી હોય,
વીરજનની (વીર+અંગના) વીરાંગના બની
ફૂલ શી મધુરી ફોરમતી ફોરમતી
સિંહણનાં જ્હેનાં કોમળ કંઠમાંથી નિકળે
પડકાર !
સિંહનાદ ઝીલી શકે, ને
સિંહણ ગર્જન કરી જાણે
વિમલ સ્નેહાંજલીથી પતિના પાય ધોવે; ને
વિશુદ્ધ પંચામૃતથી પતિનાં હાથે અભિષેક કરાવે
'પુરૂષ' નાં કાર્યોની મુંગી પ્રેરણા બની
પુરૂષની પેદાશનેજ જાળવી જાણે.
એનાં હાસ્યે હાસ્યે દુઃખનાં ડુંગરાઓ તૂટે
એનાં રોષે રોષે કામીઓનાં કામ બળે;
સંસારનાં ક્ષેત્રે સૌને ક્ષમા કરતી સંચરે
અક્ષમ્ય હોય ત્યાં દંડ વસુલ કરી–
ક્ષમાનાં શસ્ત્રને ઔર ધારદાર બનાવે !
ક્ષમા એ વીરાંગનાનું ભૂષણ ખરૂં.
પણ નિર્બળતા પ્રેરીત
ક્ષમાના છાંયે ઉભતાં પહેલાં તે અગ્નિમાં પ્રવેશે !

* *

સુંદરીનાં સેવાભાવી હાથમાં
ચકોચક ભરી હોય મૃદુતા
એનાં સૌંદર્યને લાગી હોય
મર્યાદાની મજબૂત લગામ !
એની 'આંખમાં' ને રીતભાતમાં
શરમ, મર્યાદા ને મ્હલાજો હોય
છતાં 'લાજ' રૂપી દંભીવાડ બાંધી
સાચી સુંદરી
ખીલતા સૌંદર્યને ગોંધી ન રાખે,
વિકસતા 'સ્ત્રીત્વ'ને કરમાવી ન નાંખે.
એ તો સદાય
નિર્દોષ સ્વાતંત્ર્યની રોશનીમાં
પોતાનાં 'પોતાનત્વ'ને ઉજાળવા મથે.
નિત્ય યૌવનની ભાવના ભાવે.
નબળાઈ ને ઘડપણનો વિચાર સરખો
ન કરે !
યૌવન–નિષ્કલંકિત–મધુર યૌવનનાં જ
સ્વપ્નાં સેવે.
ખુશમિજાજ રહેવું ને

જીવનકલા ખીલવી સૌરભભર્યું બનવું,
એ તેનું નિત્ય રટન હોય
બહનને-સુંદરી નિયમિત કસે,
આત્માને સદાય પ્રફૂલ્લિત રાખે.
સુરમણિય નવ પ્રેમાળ જીવનનાં
રસચેતન પીવા ને પાવાં એજ તેનું કાર્ય હોય,
મનમાં આત્મ સન્માનની ભાવના જાગૃત રાખી
સંસારની પોતાનેજ વિધાતા માને તે જ
આદર્શ શ્રાવિકા

* *

સ્ત્રીજાતિની ઘોર અવદશાથી
જેનું અંતર સળગી ઉઠે, સળગતું હોય,
પુરૂષ જાતિનાં વાયડા ને દંભભર્યા
પાપીને એકતરફી વિચારો જે
'સ્ત્રીત્વ'ને અપમાનતા હોય-હણુતા હોય
તેનો નાશ કરવા જે કમર કસે
હેતુ વગરનાં જીવનનાં ઢસરડાં કે
'તાબેદાર પ્રાણી' તરીકેની પુરૂષોની ગુલામીમાં-

જીવતાં પીલાવાની ઘાણીમાંથી મુક્તિ
મેળવવા જંખે.
જરૂર પડે ત્યાં બહાદુર 'બળવાખોર' બને
રાતદિન મુક્તિનીજ માળા જપે,
'સ્રીત્વ'ને ઉજાળવાનાંજ હરનિશ સ્વપ્ન સેવે
સ્ત્રી જાતિની શ્રેષ્ઠતા સ્થાપવા યત્ન કરે,
ને પોતાની સામે બૂરી નજરથી જોનારને
તમાચો લગાવી
ઠેકાણે લાવવાનું સામર્થ્ય ધરાવે–
તે જ સાચી સુંદરીઃ
એ જ આદર્શ શ્રાવિકા !

* *

સંસાર સમુદ્રની સપાટીપર લ્હેરથી, જે
આત્મવૈભવથી 'સબમરીન' શી તરતી હોય
તેજ આદર્શ શ્રાવિકાઃ સાચી સુંદરી.

* *

કુથલી, કજીયા કે નકામા ટાયલા
સાચી સુંદરીથી લાખો કોશ દૂર છે !

* *

સમાનવયી સાથે સુંદરીનો ભગિનીભાવ હોય,
મોટા સાથે પુત્રીભાવ હોય,
નાના સાથે માતૃભાવ હોય,
ને પતિ સાથે હોય 'મિત્ર ભાવે' !

*   *

કનકની 'આંગીથી' સુંદરી કદીય શોભાય નહિં
કે ઘરેણાં ઘડાવી
દેહપર લાદવાની નબળાઈ એ સેવે નહિં.
સોનું દેખી તેનું ચિત્ત ચળે નહિં–
હરખાય નહિં, કે
સોના વિનાની તે કરમાય નહિં.
સોના ચાંદી હીરા મોતીનાં ઠઠારા
એ ઉપર ઉપરનાં બધાં 'ગીલીટો' છે
જે ખુદ 'હીરા' કે 'સોના' રૂપી હોય
તેને 'ગીલીટ'નાં મોહ હોય નહિં
તેથી સુંદરી સૌભાગ્ય પૂરતાં જ
આભૂષણોમાં પોતાનું ભૂષણ માને !

*   *

**સા**ચી સુંદરીઓ

વિશ્વ સંસ્કૃતિને હથેળીમાં રમાડે,
સમષ્ટિ ભાવનામાં પોતાના વ્યક્તિત્વને સમાવે !
જગત આખામાં ' પોતા 'ને વિસ્તારે
ને નવનવા જમાનાની અદ્‌ભૂત સ્ત્રી થઇ
પોતાની પ્રેરણા ને સલાહ માટે
મદઝરતા માનવોને દોડાવે–જંખાવે.
તે જ આદર્શ શ્રાવિકાઃ

*   *

**આ**દર્શ સુંદરીઃ શ્રાવિકાઃ

સ્ત્રી ' સ્વાતંત્ર્ય 'ને સ્ત્રીઓનો જન્મસિદ્ધ
  હક્ક માને.
એને ગંધાતી ગમાણે બાંધવા, કે
સદાય ' ગુલામી 'માં જકડી રાખી
સદાય પોતાનાં મનસ્વી તરંગ પર જ
સ્ત્રીઓને નાચવાનું કહેનાર
મોટા ગુલામો–મનુષ્યોની સામે જંગખેલે !
' સ્વાતંત્ર્ય ' સ્ત્રી સ્વાતંત્ર્ય, ને પછી જ

રાષ્ટ્ર કે માનવમુક્તિ, એ મંત્ર ભણતાં ભણતાં
જીવનમાં 'સ્વતંત્ર્ય' ભાવનાને સિદ્ધ કરે !
સ્ત્રીને 'સેવિકા'નું નામ આપી
ગૃહ, કુટુંબ કે કુલ મર્યાદા (!) ના નામે
મનસ્વી પીંજરામાં ન પૂરી શકાય.
એ પણ જગતનું એક સ્વતંત્ર પંખી છે
તેને પણ લાગણી ને સ્વતંત્ર ભાવના છે.
તેનામાં પણ સ્વમાનપ્રિયતા ને ગૌરવ છે.
એટલું સાચું સુંદરી જગતને બતાવે
અડધા અંગને–પક્ષઘાતથી પીડાતી દુનિયાને
એ મહા દર્દથી બચાવે તે જ શ્રાવિકા.

* *

**શ્રા**વિકા એ કેવળ સ્તવનો કે
સઝાયો ગાનારી પોપટી નથી,
કે કેડે કુંચીનો ઝુમખો ઘાલી ફરનારી
વેવલી વાણીયણ નથી.
આત્મસન્માનને ભસ્મ કરી
કેવળ પતિના પગ દાબવા આણેલી
જીવનભરની ચાકરડી નથી:

એ તો શુદ્ધ દિલનો સહચાર ઇચ્છનારી
સહચારિણી છે.
ઉન્નત પ્રકારનો 'મિત્રધર્મ' બજાવવા ધારે છે
ને ગંધાતા જગતમાં મધુરતાની રેલ રેલાવવાજ
જેનું આગમન થયું છે: તેજ સુંદરી: શ્રાવિકા છે.

* *

એકનિષ્ઠા તેનાં જીવનમાં હોય

નમ્રતા ને વિવેકથી દુઃખો સહે,
ધીરજથી સંસાર ચલાવે, સંસારપથ કાપે
પણ શ્રદ્ધા ને સ્નેહથી અન્યાયો સામે
કળા ને બહાદુરીપૂર્વક 'બંડ' જગાવે
તે જ સુંદરી: શ્રાવિકા છે.

* *

આત્મભોગ એનાં ડગલે ડગલે હોય,
પ્રેમ ખાતર 'સહવા'નું તેને વ્રત હોય,
સ્નેહ ને સહિષ્ણુતાથી
સંસારનાં તાપો ગળી જાય, દુઃખો પી જાય.
પણ 'સહવા ખાતર સહવામાં'

એનું પ્રતાપી વ્યક્તિત્વ સોળે કળાએ
સામનો કરવા દોડતું હોય !
ને ગુલામીનાં ભડકાં ઓલવીને પાછી
શીતલ ગંગા માફક વહેતી હોય
તે જ સાચી સુંદરી:

* *

**શ્રા**વિકા એ રાષ્ટ્રનાં ભાગ્ય ઘડનારી મહાદેવી છે.
યુગનાં પડઘાંઓ ઝીલી
યુગબળ સંરજાવનારી પ્રેરકશક્તિ છે.
જીંદગી એ તેની એક રસ રમત છે.
દાંપત્ય એ તેનો એક મંગળ યોગ છે !

* *

**આ**દર્શ શ્રાવિકાને

જીવતર કરતાં 'ચારિત્ર્ય' વહાલું છે,
ફેશન કરતાં 'શીળ' પ્યારૂં છે.
પવિત્રતા સાચવવા માટેજ તેનું 'લાવણ્ય' છે
પરદેશી બંગલા બગીચા કરતાં
સ્વદેશનાં 'રણુવગડા' ત્હેને વ્હાલાં છે:

વ્યર્થ અલંકારોના આડંબર કરતાં
    સાદી રીતીએ
એક પતિની મીઠી ‘ દોસ્તી ’માં તેને મજાહ છે.
જીવન વાસનાનાં દૈત્યોને જીતી તે
દિલમાં દેવોને વસવાનું શુદ્ધ સ્થાન બનાવે,
જ્યાં ‘ દેવ ’ ત્યાં ‘ દૈત્ય ’ નહિ.
દૈત્ય ત્યાં દેવનાં આગમન નહિ
તેથી દેવને સ્થાપવા અંતર શુદ્ધ કર્યા કરે.
દેહ સાથે આત્માનાં યોવનને જાળવે
વિમળતા ને સાત્વિકતાનો સંચાર કરાવે
ને શુદ્ધ ચારિત્રની સુવાસથી
જીવનને મઘમઘાવે તે સુંદરી ! સાચી શ્રાવિકા.

*      *

સુંદરીનો ધર્મ એટલે Duty : ફરજ :
    માનવતાનો વિકાસઃ
એવા અસાધારણ ધર્મનું રાગ તથા
    તેજસ્વીતાનું મિશ્રણ,
તે જ આદર્શ શ્રાવિકા !

*      *

**સા**ચી શ્રાવિકા

રસીલી, ડાહી, ને ચતુર હોય
ધર્મ ને કળાનાં સંસ્કારથી એ દીપતી હોય
માનવ સંઘને વધારે સુંદર ને
કલ્યાણમય જીવન તરફ દોરી જવાને જ
    દોડતી હોય.
સમાજનાં પુનર્વિધાનમાં પોતાનો
    અડધો હિસ્સો માની
જ્યાં જ્યાં પદ સંચરે ત્યાં ત્યાં
ઉન્નત 'સ્ત્રીત્વ' ની છાપ મારતી હોય
ને સંગીત સાથે જેનાં અવયવો ડોલતાં હોય,
તે જ સાચી સુંદરીઃ આદર્શ શ્રાવિકા !

*    *

**સ્ત્રી**નું જીવન એ

સમર્પણનો જીવંત ઇતિહાસ છે.
સ્નેહીકાજે-પતિમાટે મરી ફીટતું
    કોમળ ચેતન છે
પુરૂષનાં સાહસ ને સૌજન્યનો
વિકાસ કરનારી એ પ્રબળ શક્તિ છે.

સુશીલતા ને શાણપણાનું એ સોનેરી પુસ્તક છે.
પોતાની તમામ ઇંદ્રિયોની એ સ્વામીની છે.
નિર્દોષતા ને દીર્ઘદર્શીપણું એનાં બે અનુચરો છે.
બધાં ગુણોનું સમતોલપણું
એ જ સુંદરીનું સાચું જીવન છે!

* *

સુંદરીનું જીવન એ રસ અને તપની લીલા છે.
વફાદારી ને પ્રેમની પરિસીમા છે.
એનાં રસનાં સરોવરમાં
નીતિનાં નાવડાં ફરતાં હોય
તપનાં કાંઠાઓ વચ્ચે
રસની સહિતાઓ વહેતી હોય
પ્રેમ પરિમળનાં પ્રદેશે
ત્હેનાં પુણ્યશાળી જીવનનાં વિહાર હોય
વફાદારીના વાવટા નીચે જેનું
'વિશ્વાસુ' દિલ ખેલતું હોય, તે આદર્શ સુંદરી:

* *

સુંદરી, સાહિત્ય રચે નહિ
સાહિત્યના ઉપરચોટીયા અક્ષરો ઓળખે નહિ

કારણ ! એની સમસ્ત જીવન લીલાજ
સાહિત્યમય હોય છે,
એની જીંદગીની પ્રત્યેક કળાજ
ખુદ કાવ્યમય હોય છે.
કાવ્યો ને સાહિત્ય તેનાથી ભિન્ન નથી
કાવ્યનીજ સ્વયં એ ગંગા છે
સાહિત્યનીજ સ્વયં એ સૃષ્ટિ છે
તેથી સુંદરી એ
સાહિત્યની સર્જક નહિ પણ પ્રેરક હોય છે.
કાવ્યની રચનાર નહિ, પણ
કાવ્યની ઉંડી ખાણ છે.

* *

## આદર્શ સુંદરી

'આત્મ રમણ'ની અનંત ક્રિયા કરતાં કરતાં
દેહની નશ્વરતા ક્રમશઃ સમજે,
આત્મા ને દેહનાં ગુણો વિચારે
સ્થિર ને અસ્થિર વસ્તુનો વિવેક કરે.
આત્માના ભર્યા ભંડારો નીરખે
આત્માની સાથે અનંત લીલા કરતાં કરતાં

આત્મરસમાં તરબોળ બને તે આદર્શ શ્રાવિકા.

* *

**આ**ત્માને અમર માની
આત્માને જ જ્ઞાન સ્વરૂપ સમજી
આનંદમાં-ચિદાનંદમાં તલ્લીન રહી
જે સુંદરી આત્મવૈભવથી જીવ્યા કરે
તે જ આદર્શ શ્રાવિકા:

* *

**આ**દર્શ દંપતિ એટલે ?
સંસારમાં વસેલી ત્યાગની બે મૂર્તિ !
એ ત્યાગ એટલે ઘરબાર છોડી
હિમાલયનો નિવાસ નહિં,
કે ગેરૂઆ કપડાંનું પરિધાન નહિં,
પણ તેમનો ત્યાગ એટલે
પોતાની જાતને સર્વ સંસારથી-
બધાં સ્વાર્થિ સંબંધોથી પર રાખવી,
ચિત્તને સ્થિર કરવું, શાંત કરવું
જીવનને ઉદ્વેગ તથા ચંચળતા રહિત બનાવવું તે
અને કોઈપણ સંજોગોથી ક્ષોભ ન પામવો

એ જ તેનો સાચો ત્યાગ:
એ ત્યાગ એ જ તેમનાં સંસારની
    વિજય ચાવી છે.
'અધોગમન' નાં માર્ગે દોરી જતી
સર્વે ભાવના, વિચાર ને કાર્યોનો ત્યાગ
એ જ તેનાં સંસાર–યાત્રાનું સફળ ચિન્હ છે.

* *

**પ્ર**ત્યેક પત્ની પતિની તારક બને,
ને પ્રત્યેક પતિએ પત્નીનાં તારક થવું ઘટે,
તો જ સંસાર સાગરમાંથી તરી શકાય !

* *

**પ**તિ પત્ની બન્નેનું પરસ્પરનું આકર્ષણ
એકબીજાનાં આન્તરિક તત્ત્વ, આંતર જીવન
    આંતરશક્તિ,
અને અંતરાત્મા પરથી જ જ્યાં થાય.
દૈવી ચીજ તરફ જ બન્નેનું સ્વભાવતઃ ખેંચાણ હોય
પત્ની 'નરકનાં દ્વાર' ને બદલે
પોતાનાં પતિને પરમાત્માનો સાક્ષાત્કાર
કરવાનાં દર્પણ રૂપે જ ઉપયોગમાં આપે !
અને પોતે ય નરકનાં દ્વારને બદલે

આત્મ દર્શન કરવામાં આરીસારૂપ બની રહે,
એ જ સાચું દૈવી દાંપત્ય !

* *

## સાચી સુંદરી

હરનિશ એવા દાંપત્યને મ્હાણે
પતિને પ્રલોભનોથી બચાવે.
પતિને ગુલામ થતા અટકાવે.
જીવનમાં જ્યોતિઓ પ્રસારી ક્રમશઃ
અંતરાત્માનાં સાક્ષાત્કારની નજીક પહોંચે ને
પહોંચાડે.
ઉન્નતિ ને સત્યનાં માર્ગ તરફ દોરેઃ
પોતાનાં ને પતિનાં
આધ્યાત્મિક વિકાસમાં એક બીજાને
સાધન રૂપ માને.
આવી પડતાં વિઘ્નો કે ઉપાધીઓને વધાવી
માનસિક શક્તિ ખીલવવા સારૂ તેને
હથીયાર બનાવે
પોતાનાં કલ્યાણનો સમાવેશ વિશ્વનાં
કલ્યાણમાં કરે
વિશ્વ સામે એકતાર બને
પતિ ને પોતાની વચ્ચેની અભેદ્યતા ટાળે

વિશ્વવ્યાપી પ્રેમમાં પોતાનાં દાંપત્યને ઝબોળે,
ને પોતાનાં જીવનમાંથી પ્રતિપળ
શક્તિ, ચૈતન્ય ને પ્રભૂતા ઝરાવે
તે આદર્શ સુંદરીઃ શ્રાવિકા !

* *

**એ** સુંદરીનો જીવન-ત્યાગ
વસ્તુમાત્રને પવિત્ર બનાવે !
જગત સાથે આધ્યાત્મિક સંબંધ માત્ર
હોવાનું સાચું ' ભાન ' જગાવે
બધાં....બધાંજ, વિશ્વનાં પ્રત્યેક પરમાણુંમાં !
એ પ્રભુ-પરમાત્માનું દિવ્ય દર્શન કરવા જંખે
પોતાના આત્માને બીજા આત્મા સાથે મીલાવે
અને સર્વ ભેદતાને ખાખ કરી અભેદતા મેળવે !
આવું ઉચ્ચ જીવન
જે પતિ પત્ની જીવી રહ્યાં છે
તેજ સાચા લગ્ન-એજ પરમ યોગ ! એજ સ્વર્ગ !
એ આદર્શ શ્રાવિકા પોતાનો આત્મવિકાસ કરવા,
' સમતોલ વૃત્તિ ' જાળવવા સદાય
કાળજી રાખે છે.
' આત્મભાન 'માં જ નિશદિન રમણુ કરે છે.

સમાન ગુણી સાથે મૈત્રી ભાવના
દુઃખી ને અજ્ઞાન જનો તરફ કારૂણ્ય ભાવના
ઉચ્ચ જ્ઞાની–ગુણી સાથે પ્રમોદ ભાવના
ને હલકાજનો તરફ 'માધ્યસ્થ' ભાવના
ભાવે છે.
ને સદાય જીવનનાં ઝરામાં
પ્રફૂલ્લતાપૂર્વક વહે–જીવે છે
તે પવિત્ર સુંદરીઃ તે જ આદર્શ શ્રાવિકા.

*         *

સાચી સુંદરી સ્વગૌરવની પરમ જ્યોતિ હોય,
નવચેતનની વહેતી ગંગા હોય
સંસ્કૃતિની ભાગ્ય વિધાત્રી હોય,
આત્માના સૌંદર્યનાં પુષ્પો ખીલવનારી
માલણ હોય !

*         *

પ્રેમ એ તેનાં જીવનનો ઉચ્ચતમ આનંદ છે.
સરળતા એ તેના જીવનનો 'વિહાર' છે
એનો નિર્લેપ સહવાસ
જગતને ઓર શાંતિ આપે છે.
તેની દરેક પ્રવૃત્તિ ને ભાવના

જીવનમાં રસ ને કળા
અદ્‌ભૂતતા ને ભવ્યતા ભરે છે.

* *

સુંદરી સૌંદર્યથી મોહાતી નથી, કે
સૌંદર્યમાં, વ્યક્તિત્વને ભૂલી લપેટાતી નથી.
કારણ એ જ ખુદ સૌંદર્ય તત્વોથી ઘડાયલી છે.
તેજ ખૂદ આત્માનાં સૌંદર્યથી છલકાતી હોય છે.
સૌંદર્યની જ એ રાણી હોય છે.
જેથી તે સૌંદર્ય–અંદરનાં સૌંદર્યને જ જંખે છે.

* *

ભીતરનું સૌંદર્ય જેનું
છલકાઈ જતું હોય તે સુંદરી !
તે આદર્શ શ્રાવિકાનાં જીવન પર
'શીલ'નો ધજાગરો હોય છે.
તેથી ત્હેનું 'જીવન' નિર્મળ સુંદર છે.
ત્હેનાં વિચારો પાછળ
વિનય ને નમ્રતા હોય છે
સ્વતંત્રતા ને સૌજન્યતા હોય છે,
તેથી એ ભવ્ય ભાસે છે.
એનાં 'સ્રીત્વ'ની નિર્મળ રોશની આગળ

જગતનાં બધાં તે જ ઝાંખા પડે છે.
તેથી જ એ તેજસ્વી લાગે છે !

* *

સાચી સુંદરીને સત્તાની પરવા નથી,
એનું ગૌરવવંતુ ચારિત્ર જ
સર્વત્ર સ્વાભાવિક સત્તા જમાવે છેઃ
આત્માનો અવાજ ( Voice of Inner Soul )
સાંભળવા તેનાં કાન સદાય તૈયાર હોય.
એ આત્માનાં પેગામ પ્રમાણે જ
સુંદરી પોતાનું જીવન ઘડે છે.
પોતાનાં જીવનમાં પ્રતિપળ નવા નવા
રંગો ઉતારે છે !

* *

સુંદરીનાં આત્મામાંથી
અમૃતધારાઓ છૂટે છેઃ
નિર્મળ દ્રષ્ટિએ પીનારને 'અમૃતમય ' બનાવે છે.
તે આદર્શ શ્રાવિકા છેઃ

* *

સુંદરીઃ આદર્શ શ્રાવિકા
પોતાને જ સ્વર્ગની રચનારી માને.

પોતાને જ પોતાની 'તારક' સમજે:
પોતાને જ પોતાની દેવી સમજે:
અને પોતાની દ્વારાજ
મોક્ષની સિદ્ધિઓ સાધવા મથે.

* *

સુંદરીનાં શીલનાં સોદા ન થાય:
એનાં સૌંદર્યનાં બજાર ન ભરાય:
સ્ત્રીની નમ્રતા ને વફાદારીનો
દુર્વ્યય દુષ્ટતાથી ન કરાય,
ધમકીઓથી એનાં 'જીવન ધન'ને
લૂંટી ન શકાય.
લોભોથી તેનાં ચારિત્રને લલચાવી ન શકાય,
વાસનાથી એની પવિત્રતાને અભડાવી ન શકાય.
ખુશામતથી સુંદરીને જીતવાનું અશક્ય હોય.
એ તો શીલ આગળ સૃષ્ટિને ય લાત મારે,
ધમકીઓને ય ભસ્મ કરી
'જીવનધન' 'જતના'થી જાળવે,
ને આનંદથી–ગૌરવથી, પ્રફૂલ્લતાથી રહે,
તે સુંદરી: આદર્શ શ્રાવિકા.

* *

શીલ તેજ જેનાં રોમે રોમમાં વસ્યું છે
ને સેવા જેની ભાવના છે તે સાચી શ્રાવિકા છે.

* *

એનાં એક જીવન સાગરમાં
અનેક ગંગાનો સંગમ હોય,
રસિકતાને ત્યાગનો યોગ હોય,
પ્રેમ ને પરોપકારની સુગંધી હોય,
આત્મ કલ્યાણ ને વિશ્વ કલ્યાણની
મધુરી ભાવનાઓનો ત્રીવેણી સંગમ થાયઃ
એ સરિતામાંથી
જડતા ને હઠીયલપણું તણાઇને કાંઠે ઉતરે,
શુભ ને ચેતનનાં હોડકાંઓ ફરતાં હોય,
કુદરતી જીવનની તાજગી
તેનાં નાવને આગળ ધકેલતું હોય,
સત્ય ને શુદ્ધિનાં હલેસાંથી
સંસારનાં જળ એ કાપતી હોય
તે આદર્શ સુંદરીઃ સાચી શ્રાવિકા છેઃ

* *

સુંદરીનું જીવન ચોમેરથી પાંગરે,

તત્વે તત્વમાંથી પ્રેરણા પામે.
પોતાનાં ચારિત્રથી સૌને વશ કરે;
વાણીની મીઠાશથી માનવોનાં વિષ ઉતારે:
દિવ્યતાનાં ગાનોમાં
એનાં આત્માનાં પ્રત્યેક પરમાણું મસ્ત રહે.
પોતે 'નમાલી' નહિં પણ સદાય મહાન્ થવા
સરજાયલી છે એવી ભાવના ભાવે
તે આદર્શ શ્રાવિકા.

* *

દુનિયાનાં દર્દો ને જગતનાં જખમો
જોવાનું સુંદરીમાં 'જાગૃત' હૃદય છે,
તે દર્દોને મીટાવવા-
જખમો પર મલમપટ્ટા કરવા-સંસારમાં
તે સેવાની 'ભેખધારી' બની સેવા કરે છે:

* *

'મિથ્યાભિમાન' શ્રાવિકાથી દૂર હોય.

માયાવી બજારથી દૂર તેનો નિવાસ હોય!
નિર્માલ્યતાની કલ્પનાથી ય ભાગતી હોય,
ને અકુદરતી જીવન કરતાં તો
મૃત્યુ શોધતી હોય!

* *

નિંદકની વાણી શ્રાવિકાને નિસ્તેજ ન કરે,
પ્રશંસકનાં પુષ્પોમાં સુંદરી 'વ્યક્તિત્વ' ને
ન હારે,
અહિંસક બનતાં તે ભીરૂ સસલી ન બને,
'અધ્યાત્મ'ને નામે કાયરતાનાં અંચળા ન ઓઢે
સંતોષને નામે કર્તવ્યની શિથિલતા ન સેવે.
પ્રેમનાં નામે 'વિકાર'નાં ઓછાંયે ય ન ઉભે,
તે આદર્શ સુંદરીઃ શ્રાવિકા.

* *

સુંદરીનાં–સાચી શ્રાવિકાનાં સૌજન્યને
છેડો નથી.
તેનાં ઉડ્ડયનનો અંત નથી
એ ઉડે છે 'ઉર્ધ્વ ગમન'ના માર્ગે
સૌજન્યથી એ સંચરે છે. સંસારને સ્વર્ગ
બનાવવા,
ને સ્વર્ગમાં મુક્તિનાં અતિ બિંદુ વર્ષાવવાઃ

* *

સુંદરી તો સદાય
સ્વચ્છંદતા સામે બળવો જગાવેઃ
અપવિત્ર વિચારો સામે બંડ ઉઠાવે.

'વ્યસન' કે 'સુસ્તી'નાં દાનવને હણે,
અને ઓછામાં ઓછી 'જરૂરીયાત'થી
જીવન પ્રવાહમાં વહે-જીવન જીવે.—
ને સંયોગોની સ્વામીની બની
પ્રાપ્ય પ્રસંગો પર ખૂબ પ્રભુત્વ જમાવે,
તેજ આદર્શ સુંદરીઃ શ્રાવિકાઃ

* *

જગતનાં બાગની જે પોતાને
આદર્શ 'માલણ' સમજી
જગતમાં સુંદર ફૂલો સરજાવી
દુનિયામાં સુગંધી ફેલાવે છે.
વિશ્વ સાથે આત્મ મૈત્રી સાધે છે.
ને પોતાનાં અંદરનાં—અંતઃકરણનાં
દેવ મંદિરમાં પોઢી 'વિશ્વ'ને તેમાં
પધરાવે છે.
પોતાના વિચારોમાં વસેલી પ્રખર
'શક્તિ' તપાસે છે.
ને વિચારોમાં 'ઇચ્છા શક્તિ'નું આરોપણ
કરે છે.
તેની આત્મશુદ્ધિની ચાંદની
વિશ્વને ખૂબ ઠંડક આપે છે.

ને જેનાં આત્માનાં અવાજ તંતુઓ
સૌને શુભ આશીર્વાદ આપે
તે આદર્શ શ્રાવિકા છે.

*  *

સુંદરી સદાય Optimist હોય
શુભદર્શી–શુભદર્શી–શુભ જ જોનારી બને,
શુભ ભાવના જ એ ભાવે.
પોતાને અચળ ' શ્રદ્ધા 'થી ભરે,
ને શ્વેત મંજરી જેવું નિર્મળ વિશુદ્ધ, નિર્દોષ
સ્વતંત્ર ને પવિત્ર જીવન જીવી જાણે,
શીતળ આંબા જેમ સંસારને શાંતિ આપે;
પોતાને અને ' પર 'ને વફાદાર રહે.
' ધર્મ ' ને પોતાની દિવ્યતા ખીલવવા સારૂંજ
માત્ર ભજે, પૂજે, આચરે !
ને નિર્વાણનો પ્રકાશમાન પંથ શોધી
હંસ ગતિએ જગતમાં પોતાનાં
કુકુંમ પગલાં પાડતી પાડતી
પવિત્રતા ને સૌંદર્યનાં શીતળ પ્રદેશો
તેજ ને ભવ્યતાનાં મહા શીખરે

પ્રભૂતા ભરી ચાલે ચડતી જાય !
ચેતનભરી શાંતિનાં હિમ શીખરે
શાશ્વત આરામ લેવા વિચરતી હોય !
દોડતી હોય ! ખેલતી હોય !
આનંદથી ઉછળતી હોય ! તે આદર્શ સુંદરી !

* *

ધન્ય છે ! ધન્ય છે. એ સુંદરીને.
ધન્ય છે એ સાચી શ્રાવિકાને !
જેનું જોબન જગતને જીતી શક્યું,
જેનું જીવન દુનિયાને ડહાપણ આપી શક્યું:
પવિત્રતા ને રસની રેલ રેલાવી
આદર્શોનાં વૃક્ષો ઉગાડી જાય
લોભ કે ક્રોધ, મોહ ને માયા
સ્પૃહા ને ઈર્ષાની ડાકિણિઓને મારી
સૌંદર્યનાં મોહ કીર્તિનાં મદ
સંસારનાં લોહચૂંબકો, સંશયો, ને
તૃષ્ણાઓ રૂપી મોહજાળો તોડી
માત્ર ઉચ્ચ સ્નેહ ને પરમ આનંદનું ગાન ગાતાં
મોક્ષનાં માર્ગે વળ્યું છે.
મુક્તિપંથે પડયું છે
કમલ સમ નિર્લેપ રહી

સંસારમાં જેણે જીવન જીવી બતાવ્યું છે.
સંસારનાં મોહમય આકર્ષણો
ને તેનાં ભયંકર વમળોથી પર થઈ
દૂર વસી છે તે સુંદરી
ધન્ય છે ! શ્રાવકા ધન્ય છે.

* *

જગત એવી સુંદરીનું આજે તરસ્યું છે.
જગત એવી 'શ્રાવિકા' ને જોવા ઝંખે છે
સુંદરીઓ ! જગતની પ્યાસ ક્યારે બૂઝાવશો ?
તમારા દર્શને દર્શને
માનવલોક પાવન થશે, પવિત્ર બનશે
તમારા 'સૌંદર્ય'નાં સ્પર્શથી.
જગતની ઝેર પ્યાલીઓ ઢોળાઈ જશે !
તમારા—ઓ આદર્શ સુંદરીઓ !
તમારા અવતારે અવની ઉજલી થશે.

* *

આદર્શ શ્રાવિકાનો દુનિયામાં દુષ્કાળ છે,
દુષ્કાળને સુકાળ ક્યારે બનાવશો !
ત્હમારા અંતરનાં અમૃતે
આ પૃથ્વી રસબસથી ફળદ્રૂપ થશે,
ને થાકેલા જગતને વિસામો મળશે
કહો ! ક્યારે દર્શન દેશો ?

ધન્ય છે એ સુંદરીને
ધન્ય છે એ સુંદરીનાં સુંદર પવિત્ર આત્માને !

* *

ધન્ય હો ! ધન્ય હો ! સંસારનાં સુંદર તત્વો
પીનારી ને પાનારી
સાંભળીને સંભળાવનારી
એ શ્રાવિકાને ! આદર્શ સુંદરી શ્રાવિકાને.

* *

સુંદરીનાં પૂજનમાં જ
સૃષ્ટિનું ભાગ્ય પાનું ઉઘડે છે;
સુંદરીનાં આદર્શ શ્રાવિકાનાં સત્કારમાં જ
સ્વર્ગનાં વાયુ પૃથ્વી પર ઉતરે છે
એ દિવ્યતાની પિપાસા લાગી હોય,
તો સંસારમાં સાચી સુંદરીઓ સરજજો !
સાચી શ્રાવિકાઓનાં અવતરણો જ
આ અંધારી દુનિયામાં
અજવાળા અજવાળા–પ્રકાશ ઉતારશે !

* *

ચાલો ! એ પ્રકાશની શોધમાં
આદર્શ સુંદરીઓનાં સૌમ્ય સહવાસમાં:

આદર્શ ને સુંદર શ્રાવિકાનાં
　　મનોમંદિરમાં ! પધારિયે !
સંસારની સાચી સુંદરીઓ !
ઓ જગતની આદર્શ શ્રાવિકાઓ !
પધારો ! પધારો ! જગત જંખે છે
તમારા પુણ્ય દર્શનને !
તમારી ભીતરનાં તેજ જોઇ
દુનિયા આજે દર્શનની આતુર બની છે.
તમારી શક્તિઓનાં પરચા જોવા
અમે બધાં ખુબ ઇંતેજાર છીએ !
હા, હા ! પધારો
તમારા જીવન પુષ્પોની
ખુશબો ઉડાડતાં ઉડાડતાં
પૃથ્વીને પાવન કરતાં કરતાં
સંસારને અજવાળતાં અજવાળતાં
પ્રકાશ પગલે પધારો ! પધારો જ !

* *

**સ્વા**ગતમ્

સુંદરીઓ ! આદર્શ શ્રાવિકાઓ ! સ્વાગતમ્

